PROBLEMS
OF THE CONTEMPORARY
WORLD

S. Brook

# THE WORLD POPULATION TODAY

(Ethnodemographic Process)

'orial Board
nces

સૌ. બાઈ પાર્વતીકુંવર સ્મારક ગ્રંથમાળા, ૧૦ મો

# शिक्षण शास्त्र.

372





લખનાર

નારાયણ હેમચંદ્ર.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી.

---


અમદાવાદ:

ધી અમદાવાદ યુનિયન પ્રિંટિંગ પ્રેસ કંપની લિમિટેડ.




સને ૧૯૦૦.

## સૌ૦ બાઈ પાર્વતીકુંવર ગ્રંથમાળાનો

# ઉપોદ્ઘાત.

સ્વદેશભક્ત અને સંસારસુધારક સ્વર્ગવાસી રા. સા. મહિપતરામ રૂપરામનાં પત્નિ સૌ. બાઈ પાર્વતીકુંવર સન ૧૮૮૦ માં ગુજરી ગયાં, તેમના સદ્વિચાર અને સદ્ગુણોના સ્મારક તરીકે સ્ત્રીઓમાં સુનીતિ અને સદ્ધર્મ વૃદ્ધિ કરવાના હેતુથી એક ફંડ રૂ. ૨૦૦૦ નું ઉભું થયું હતું. તેની વ્યવસ્થા ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને હસ્તક સોંપી છે. એ ફંડના વ્યાજમાંથી નીચે પ્રમાણે ગ્રંથો આજ સુધી પ્રકટ થયા છે:—

૧ સીતા અને દમયંતીનાં આખ્યાન. આવૃત્તિ ૪ થી.
૨ નારી શિક્ષા, ભાગ ૧ લો. આવૃત્તિ ૩ જી.
૩ નારી શિક્ષા, ભાગ ૨ જો. આવૃત્તિ ૨ જી.
૪ પાર્વતિકુંવર ચરિત્ર.
૫ કુમારી કાર્પેન્ટરનું જીવનચરિત્ર.
૬ કુટુંબનું અભિમાન અને પોતાનો દુરાગ્રહ.
૭ નશીબ અને ઉદ્યોગ વિષે નિબંધ.
૮ ગૃહિણી કર્તવ્ય દીપિકા.
૯ નામાંકિત નારીઓ.
૧૦ શિક્ષણ શાસ્ત્ર.

# સૂચના.

આ શિક્ષણશાસ્ત્રનો મુખ્ય ઉદ્દેશ ખરી કેળવણી આપવાની કંઈક રીતિ દેખાડવાનો છે. જો કે યૂરોપ, અમેરિકા આદિમાં કેળવણી વિષેનાં હજારો પુસ્તકો થયાં છે અને થાય છે, પણ આપણી ગુજરાતી ભાષામાં એક બેથી વધારે થયાં નથી અને જે થયાં છે તે પણ કેટલીક રીતે અધુરાં છે. આ પુસ્તક પણ અધુરૂં છે. હજી પણ ઘણા વિષયો ચર્ચાવા જેવા છે, પણ આપણા લોકોને તેની તરફ હજી જેવી જોઈએ તેવી રૂચિ નહિ હોવાને લીધે તેમજ પુસ્તક લેઇને વાંચે એવો સમુહ મોટો નહિ હોવાથી આ પુસ્તક આટલું નાનું કાઢવું પડયું છે.

આ પુસ્તકમાં ઠેકઠેકાણે જે શિક્ષણના અનુભવીકોના ઉતારા આપ્યા છે તેમાંનો કેટલોક ભાગ રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટના "શિક્ષણના ઇતિહાસ" ઉપરથી લીધો છે, તેથી અહિં તેમનો આભાર માનવો હું ઉચિત જાણુંછું.

અમદાવાદ,
તા. ૩૦ એપ્રિલ ૧૯૦૦.

નારાયણ હેમચંદ્ર.

# અનુક્રમ.

# શિક્ષણ શાસ્ત્ર.

## અન્તરના શિક્ષણથી લાભ.

કેળવણી એ બુદ્ધિને સાફ અને હૃદયને સ્વચ્છ કરવાનો એક મોટો ઉપાય છે. બુદ્ધિ પરિમાર્જિત (સાફ) ન હોય તો કલ્પના અને પ્રતિભાના ઉચ્ચા આશન ઉપર બેશીને દેવ-વાંછિત પવિત્ર સુખ ભોગવી શકાતું નથી, અને હૃદય સ્વચ્છ ન હોય તો સર્વ પ્રકારની સાધુતા, સર્વ પ્રકારનો ઉત્કર્ષ અને સર્વ પ્રકારના નિર્દોષપણાના મનોહર પોશાકમાં અલંકૃત થઇ શકાતું નથી. કેળવણી પ્રતિભા શક્તિને સુપદ્ધતિએ ખીલવે છે, અને માનવ પ્રકૃતિને દેવભાવના જેવી કરી મૂકે છે.

શિક્ષણના પ્રભાવથી જેનું હૃદય સંસ્કૃત થયું નથી, બુદ્ધિ માર્જિત થઇ નથી અને વિવેક કર્ત્તવ્ય માર્ગ દેખાડવામાં આગળ વધ્યો નથી, તે માનવનાં પવિત્ર નામને યોગ્ય નથી. જલધિના અસીમ વિસ્તારમાં જેમ એકજ નીલકમળ વિકાશ પામે છે, તેમ જેનું હૃદય અજ્ઞાનના અભેદ્ય ઘોરઅંધકારમાં ઢંકાયલું રહેછે, તે કેવળ ઇન્દ્રિય તૃપ્ત થયાથીજ પોતાને કૃતાર્થ સમજે છે. પ્રકૃતિનાં કાર્ય કારણના સૂક્ષ્મ શોધમાં પોતાનું કર્તવ્ય નક્કી કરવામાં અને સૂક્ષ્મ વિચારમાં તેનું મન લાગતું નથી. તે મહાસાગરની તરંગમાળા જોઇને ભયને પ્રાપ્ત થાયછે, હિમાલયના શિખરમાં વાદળાંની કાળાસ જોઇને આંખ મીચી દે છે, અને ઘોર વજ્રનાદ અને દિગ્દાહકારી દાવાનલથી સંકોચાઇ જાયછે. આ સઘળો ભયંકર દેખાવ અસીમ જડ જગતની અનન્ત શક્તિ વિકાશ

કરે છે, તે તેના મગજમાં આવતી નથી.મનુષ્યો પ્રતિભા અને કલ્પનાના પ્રભાવથી અનન્ત શક્તિને પ્રાપ્ત કરીને પૃથ્વીમાં અત્યદ્દભુત કાર્યનું અનુષ્ટાન કરેછે, તેનો વિચાર કરીને તે આનન્દ અનુભવ કરતો નથી. કોણે તેની સામે આ સઘળા ભયંકર પદાર્થ પ્રસારી મૂકયા છે, કોણ અનહદ શક્તિના પ્રતાપથી આ જડ જગત્ વ્યવસ્થાવાળું કરીને પોતાની શક્તિ પ્રકાશ કરે છે, તેનો તે એકવાર પણ વિચાર કરતો નથી.

તે કાચબાની પેઠે પોતે પોતાને છૂપાડીને પોતાનો જન્મારો પૂરો કરેછે. તે વૃક્ષના ફળ ખાઇને પરિતૃપ્ત થાય છે; ઝરાનું પાણી પીને તૃષ્ણાની શાન્તિ કરે છે અને નાના પ્રકારના કાર્ય કરીને અપાર આનન્દ અનુભવ કરે છે. કોઇ પણ રીતે તેનું ચરિત્ર બનતું નથી, પોતાના જીવનનું પ્રયોજન તેનાથી પૂરૂં થતું નથી અને બુદ્ધિવૃત્તિ નિર્મળ કરી સત્ માર્ગને અવલંબન કરતી નથી. તે અજ્ઞાનાવસ્થામાં જન્મે છે અને અજ્ઞાનાવસ્થામાંજ કાળ ગાળીને આ લોકમાંથી જાયછે.

પરન્તુ સુશિક્ષણે જેને સર્વ શ્રેષ્ઠ ગુણમાં અલંકૃત કર્યો છે, તે પૌર્ણમાસી રજનીના જ્યોત્સ્નાના કુમુદસ્થલના પ્રમાણે પવિત્ર અને કલંક શૂન્ય છે, તે નરલોકમાં હોવા છતાં દેવલોકનું પવિત્ર સુખ ભોગવે છે. પવિત્ર ચરિત્રના બળથી, ગંભીર લાંબી નજરની સહાયતાથી અને સુસ્થિર વિવેક બુદ્ધિના પ્રસાદથી તે પોતાનું કર્ત્તવ્ય યથારીતિ સંપાદન કરીને નાશવન્ત જગતમાં અમર કીર્તિસ્તંભ સ્થાપન કરે છે. કોઈ પણ રીતે તેની સાધના નિષ્ફળ જતી નથી, અને કોઈ પણ રીતે તેની કર્તવ્ય બુદ્ધિ મંદ થતી નથી, તે કોઈ વેળાએ ભૂલોકથી સૌર જગત પર ચઢીને ગગન વિહારી ગ્રહોનું કાર્ય જોઇને રોમ રોમ આનંદમય થાય છે. કોઈ વેળાએ પાર્થિવ જગતમાં અવતરણ કરીને પ્રકૃતિના ગૂઢ તત્વનો નિર્ણય કરી સર્વને વિસ્મય

પમાડે છે, કોઈ વેળાએ અજ્ઞાન અને કુસંસ્કારવાળી સમાજને જ્ઞાનથી પ્રકાશિત કરીને પવિત્રતાની સ્વર્ગની સુગંધીઓમાં ગરકાવ કરી મૂકે છે, અને કોઈ વખત મૂર્ત્તિમતી દયા અને ન્યાયપરતા થઇને રોગીને પથ્ય, શોકથી ભય પામેલાને શાન્તિ અને ઉધતને સદુપદેશ આપીને નિયમમાં આણે છે. તેનું હૃદય સાગર અટલતામાં અને નિડરતામાં પૂર્ણ હોય છે, તેની કર્ત્તવ્ય-બુદ્ધિ સુખમાં અને દુઃખમાં, સમયમાં અને અસમયમાં અટલ ગિરિવરના પ્રમાણે સદા ઉન્નત રહે છે, અને તેનું ન્યાયપણું અને દુરદર્શિતા સઘળા વિઘ્ન વિપત્તિનાં તુટે નહિ એવા ઢાંકણને ખુલ્લા કરવામાં સદા યત્નવાન થાય છે. તે એવા પવિત્રતાના મનોહર ઢાંકણમાં ભૂષિત થઇને સાધારણના અચિન્ત્ય, અગમ્ય, અને અનાસ્વાદિત પૂર્ણ આનંદ પ્રવાહમાં ગરકાવ થાય છે.

પ્રથમ લખવામાં આવ્યું છે કે, સુશિક્ષણના બળથી બુદ્ધિવૃત્તિ પરિમાર્જિત અને હૃદય સંસ્કૃત થાય છે. જેનું હૃદય સુધર્યું નથી, ચરિત્ર સુંદર બન્યું નથી, અને પવિત્રતા જેના હૃદયમાં પ્રકાશિત થઈ નથી, તે કદિ પણ સુશિક્ષણવાળા વર્ગમાં ગણાય નહિ. જ્યારે જોવામાં આવે કે એક માણસ સાહિત્યમાં અસામાન્ય પરિચય આપે, ગણિતમાં ઘણી કુશળતા દેખાડીને સર્વને ચમકિત કરે, દર્શનના ઊંડા અર્થ ભેદીને પોતે મહાજ્ઞાની કહીને સાધારણોને માન્ય થાય પરંતુ ત્યાર પછી પળમાં જ જો તે મૂર્ત્તિમતી પાપી થઇને અત્યાચાર અને અવિચારથી જનમંડળને બોઝાદાયક થાય, તો અમે તેને અશિક્ષિત કહેવાને સંકોચાઇશું નહિ. જે મસ્તકની શક્તિથી મહાન્ હોવા છતાં હૃદયની શક્તિના ઉપર જોતો નથી, તે શીખેલો નથી, તે સુશિક્ષિત નામનું કલંક માત્ર છે, અને એવું શિક્ષણ કંઇ સુશિક્ષણ નથી અને તે કુશિક્ષણની અપવિત્ર છાયા માત્ર છે.

હૃદયની શક્તિ નિર્મળ અને ઉન્નત કરવી એ જેમ સુશિક્ષણનું

પ્રયોજન છે, તેમ સ્વાધારના બળથી તથા બીજાની સહાયથી નિરપેક્ષ થઇને યથાનિયમથી સંસાર ચલાવવો એ એક સુશિક્ષણનો સર્વેથી મોટો ઉદ્દેશ છે. જે શિક્ષણમાં સ્વાશ્રય શક્તિ ખીલતી નથી, તે ખરાં શિક્ષણના પદને યોગ્ય નથી. સ્વાવલંબન એટલે સ્વાશ્રય મનુષ્યને સર્વદા ઉન્નત, અવિચલિત અને અનમનીય રાખે છે. આત્માવલંબન ન રાખવામાં આવે, તો કોઈ પણ કદિ મોટા કામ કરીને ઉન્નતિ લાભમાં સમર્થ થતા નથી અને સ્વતંત્રતાના સુખમય ક્રોડમાં લાલિત થઇને સદા વાચ્છિત પવિત્ર સુખનો સ્વાદ ચાખી શકતા નથી. આત્માવલંબન અને આત્માદર હોય, તો લોકમાં કોઈ પણ અવસ્થામાં પડે તોપણ તે અવસ્થામાં રહીને જ અસંકુચિત ચિત્તથી પોતાની ઉન્નતિનું સાધન કરી શકે છે.

હૃદયની શક્તિ પરમાર્જિત અને સ્વાશ્રય તથા પોતાના માનની ઉન્નતિ કરવાની જોડે સુશિક્ષણના પ્રયોજનનો છેડો આવ્યો નથી. એ સઘળાની સાથે પરમાત્મનિષ્ઠા અને મન મારવાનો સંયોગ રહેવો જોઇએ. પરમાત્મનિષ્ઠા અને મન મારવું ન હોય તો શિક્ષણ પ્રગાઢ અને કર્ત્તવ્ય બુદ્ધિનું ઉદ્દીપક થતું નથી. માણસ અપૂર્ણ છે, અસમર્થ અને અસંખ્ય અભાવવાળો છે. પરમાત્મનિષ્ઠાથી આ અપૂર્ણતાની પૂર્ણતા, અસામર્થ્યમાં સામર્થ્ય અને અભાવમાં વિષય પ્રાપ્તિ કેટલીક મળે છે. જે હૃદય ઐશ્વરિક તત્વમાં એક સરખું ખેંચાયું નથી, તે હૃદય શુષ્ક છે અને તે હૃદય સર્વદા શોભા વિનાનું છે. જે સિદ્ધિદાતા ઈશ્વરને ભૂલીને સ્વછંદથી સંસારમાં વર્ત્તે છે, તે ખરી કેળવણીથી રહિત અને ખરી સાધના વિનાનો છે. પ્રશાન્ત રજનીના સુનીલ આકાશ પ્રકૃતિની સુન્દર કાન્તિ હજારો ગુણથી ઉજ્વલ કરે છે; દિવ્ય લાવણ્ય શોભિત પૂર્ણ ચન્દ્ર સુસ્નિગ્ધ કિરણથી ચોતરફ આલ્હાદમય

કરી મૂકે છે. નદીઓ ચાંદનીથી સુશોભિત થઇને મધુર સ્વરે સાગરની તરફ વેગથી વહે છે, આ સઘળા સુન્દર દૃશ્ય સઘળાઓ જુએ છે; પરંતુ પ્રશાન્ત આકાશ જોવાથી જેનું હૃદય પવિત્ર ભાવમાં સુપ્રસારિત થાય છે રમ્ય મૂર્ત્તિ શશધર ( ચંદ્ર ) નું હાસ્ય જોઇને જેનું હૃદય હસે છે. સ્રોતસ્વતી ( નદી ) ના વિમળ વારી–રાશિની સાથે જે પોતાનો અશ્રુ પ્રવાહ મેળવીને તદ્‌ગત ચિત્તથી તે સર્વ શક્તિમાન અનાદિ અનત પરમ દેવતાનું જ્ઞાન તથા શક્તિનું ધ્યાન કરે છે, તે જ ખરો શિક્ષિત અને તેજ ખરો સાધુ છે. તે માનવ હોવા છતાં દેવભાવમાં પરિપૂર્ણ રહે છે, અને મૃત્યુવાસી હોવા છતાં અમરવાસના સુખસ્વાદમાં પરિતૃપ્ત રહે છે, તેની સુમધુર દેવપ્રકૃતિ સર્વદા અતુલનીય અને સ્વાર્ગિય સૌન્દર્યથી ચિરકાલ પરિપૂર્ણ છે.

શિક્ષણ વર્તનને બગાડતું નથી એટલું જ નહિ પણ તેને મનોહર કરે છે; તે કર્ત્તવ્ય સમજાવે છે, અને દુર્ગુણનો દોષ ઓછો કરીને તેને નષ્ટ અથવા ગુપ્ત કરે છે. હું બેધડક કહી શકુ છું કે જે પ્રમાણે પોશાકમાં સુધારો થઇને ચામડામાંથી ક્રમે ક્રમે રેશમી વસ્ત્રો થયાં છે તેમ જ આપણી નીતિમાં ,પણ જનસમાજની ઉન્નતિ થઇછે.

જીવવું એટલે શ્વાસ લેવો એટલુંજ નથી; જીવવું એટલે તો કામ કરવું અને આપણા અવયવો, ઇન્દ્રિયો શક્તિઓ અને જેને લીધે આપણને જીવવાનું ભાન થાય છે તે બધાનો ઉપયોગ કરવો એ છે. સર્વથી વધારે જીવ્યો કોણ કહેવાય ? જેણે સર્વથી વધારે વર્ષ ગાળ્યાં હોય તે નહિ પણ જેણે જીવનમાં સર્વથી વધારે અનુભવ મેળવ્યો હોય તે.

શિક્ષણથી જનસ્વભાવનું નિરંતર પ્રસ્ફોટન થતું હશે, અને છેવટે તેને પરમ યોગ્ય રૂપ પ્રાપ્ત થશે. એ કલ્પવાથી પણ સંતોષ થાય છે.

શિક્ષણની કેટલી શકિત છે એ બરાબર સમજાવવાને, માટે તો કોઈ દેવ જેવા માણસોને કેળવવાનું કામ હાથમાં લેવું "

---

# બહારના શિક્ષણથી લાભ.

વિદ્યા અમૂલ્ય ધન છે વિદ્યા ભણ્યાથી હિત અહિત વિવેચના કરીને પોતાનું અને બીજાનું દુઃખ ઓછું અને સુખની વૃદ્ધિ કરી શકાય છે. ગમે તો સામાન્ય માણસ હોય કે પ્રતિષ્ઠિત હોય, ધનવાન હોય કે નિર્ધન હોય, બાળક હોય કે વૃદ્ધ હોય સર્વે વિદ્યાનું સેવન કરવું જોઇએ. પર્વતપર રહેનારા જંગલી લોકો અને બીજા દેશના સાધારણ માણસોની અવસ્થા ઘણીજ ખરાબ છે. તેનું મોટામાં મોટું કારણ વિદ્યા ન જાણવાનું. કેવી રીતે શરીર આરોગ્ય તથા સુખમાં રાખવામાં આવે, કેવી રીતે કુટુંબનું પ્રતિપાલન, અને છોકરાંને વિદ્યા આવે, પિતા, માતા, ભાઈ, બહેન વગેરે સ્વજન વર્ગના પ્રત્યે અને સગાંવહાલાંના તથા બીજા સાધારણોના પ્રત્યે કેવો વ્યવહાર રાખવો જોઇએ, કેવી સારી રીતે ખેતીવાડી તથા વેપાર કરવો જોઇએ, કેવી રીતે રાજ્ય પાલન તથા સ્વદેશની ઉન્નતિ કરવી જોઇએ, આ સર્વ વિષયો વિદ્યાના સેવન સિવાય સારી રીતે જાણવામાં આવતા નથી. જુઓ અંગ્રેજ વગેરે યુરોપની સુધરેલી જાતિયોએ વિદ્યાના બળથી પોતાની અવસ્થાની કેટલી ઉન્નતિ કરી છે. તેઓ મોટાં મોટાં વહાણો તથા સ્ટીમરો તૈયાર કરીને ભૂમંડળના સઘળા ભાગમાં જઇને વેપાર કરે છે, જલદીથી વરાળથી ચાલતા રથો બનાવીને તેનાથી એક મહિનાનો માર્ગ એક દિવસમાં પૂરો કરે છે, વ્યોમયાન એટલે બલુનમાં બેસીને આકાશ માર્ગે ઉડે છે. દૂરબીનથી સૂર્ય, ચંદ્ર, ગ્રહ નક્ષત્રાદિ જોઇને તેઓનો આકાર વગેરે નક્કી કરે છે, નાના પ્રકારના શિલ્પ યંત્ર બનાવીને સારાં સારાં વસ્ત્રો અને બીજી ઉત્તમ સામગ્રી તૈયાર કરે છે, અને પહોળા રાજમાર્ગ વગેરે તૈયાર કરીને પોતાનું સુખ

દિવસે દિવસ વધારે છે. તેઓ નદીના ઉપર પુલ તથા નીચે સુરંગ[1] તૈયાર કરીને અને નદીના પ્રવાહ ઉપરના પુલ ઉપરથી[2] પાણી ચાલિત કરીને કેવું આશ્ચર્ય કૌશળતા દેખાડે છે. તેઓ બુદ્ધિબળથી પૃથ્વીતલના બે ભાગ કરીને સમુદ્રને જોડી લે છે[3] અને પર્વતની હારોની નીચેથી પહાડી રસ્તા ખોદીને વરાળ રથોનો આવજાવ કરેછે.

વિદ્યા શીખવાથી સુખ પણ ઘણાં થાય છે. વિદ્યાબળથી જે સર્વ આશ્ચર્ય વિષય નિરૂપિત તથા અદ્ભુત વ્યાપાર થાય છે તેનું સ્મરણ કર્યાથી આનંદિત થવાય છે. પૃથ્વીપરથી ચંદ્રને એક રૂપાની થાળીના જેવો દેખાય છે, પરન્તુ ખરી રીતે એ પૃથ્વીના જેવો એક મોટો જડપિંડ છે. એમાં ઘણાક મોટા મોટા પહાડો છે. સૂર્ય અહીંથી ઘણો નાનો દેખાય છે ખરો; પણ એ પૃથ્વીના કરતાં ૧૪૦૭૧૨૪ ગણો મોટો છે. નક્ષત્રો જોવામાં ઘણાં નાનાં દેખાય છે, પરન્તુ એઓ એક એક મોટા સૂર્યના જેવા છે; ગગન મંડળમાં વખતો વખત જૂદા જૂદા ધૂમકેતુ નજરે પડે છે, તે પણ એક એક જડમય વસ્તુ અન્તરીક્ષમાં અતિ વેગથી સર્વદા ફરે છે. જ્યારે તે આપણી પાસે આવે છે ત્યારે આપણે તેને જોઈ શકીએ છીએ. આ સઘળા આશ્ચર્ય વિષય અધ્યયન કરતાં કરતાં અન્તઃકરણ પ્રફુલ્લિત થાયછે.

પશુ, પક્ષી, કીડા, પતંગ વગેરે પ્રાણીઓનો વૃત્તાન્ત જાણ્યાથી પણ ઘણા આનન્દિત થવાય છે. પુરભુજ નામનો એક પ્રકારનો કીડો છે, તેનું શરીર કાપ્યાથી જેટલા કકડા થાય, તે એક એક જુદાં જુદાં પુરભુજ થઈ જાય છે. ઠંડા મુલકમાં સમુદ્રને કિનારે સફેત રીંછ

---

૧ લંડનમાં ટેમસ નદીની નીચે એક માર્ગ છે.

૨ હિંદુસ્તાનની ગંગાની નહેરના ઉપર આવા રસ્તા છે.

૩ જેમ સુએઝની નેહેર.

થાય છે તેઓ સર્વદા બરફના ઉપર રહેછે, એ વાસ્તે કરૂણામય પ. રમેશ્વરે તેઓના પગ નીચે કેટલાક વાળ આપ્યા છે. બીવર નામનું એક પ્રાણી છે તે ઘર બનાવવા તથા પુલ બાંધવાના વિષયમાં અસામાન્ય કુશળતા દેખાડે છે. બાવુઈ પક્ષીનો માળો તથા મધમાખીનો મધપૂડો જોયાથી આશ્ચર્ય પમાય છે.

ઝાડ પાનની વનસ્પતિની વિદ્યાનું અધ્યયન કર્યાથી ઘણા અદ્ભુત વ્યાપાર જાણીને આનંદિત થવાય છે. મરૂભૂમિમાં એક જાતનું ઝાડ થાય છે, તેને હથિયારથી ઘા કરવાથી તેમાંથી નિર્મળ પાણી નીકળે છે. તરસ્યા મુસાફરો તે પાણી પીને પોતાની તરસ મટાડેછે. અમેરિકાના દક્ષિણ ભાગમાં ગોપાદય નામનું એક જાતનું ઝાડ ઉત્પન્ન થાય છે. તેના થડમાંથી સુસ્વાદુ પુષ્ટિકારક દુધ નીકળે છે. ત્યાંના ઘણા માણસો તે પીએ છે અને તેમાં ખાવાની વસ્તુઓ ભીંજવીને ખાય છે. આફ્રિકામાં મેદ વૃક્ષ નામનું બીજું એક જાતનું ઝાડ ઉત્પન્ન થાય છે. તેના ફળમાંથી ઘણું જ ઉત્તમ માખણ તૈયાર કરવામાં આવે છે, તેમાં કોઈ ખાવાની વસ્તુ તળ્યાથી ઘણી જ સુસ્વાદુ લાગે છે. જેમ નર નારિના સંયોગથી પશુ પક્ષી વગેરે પ્રાણીઓનાં બચ્ચાં ઉત્પન્ન થાય છે, તેમ ઝાડની ઉત્પત્તિનો નિયમ છે. આ બધા પ્રીતિકર વિષયો વાંચ્યાથી કિયા બુદ્ધિમાન માણસનું અન્તઃકરણ પ્રફુલ્લિત ન થાય?

પૃથ્વીમાંના નિર્જીવ જડ પદાર્થના ગુણ તથા જીવતા પ્રાણીઓની જોડે તેઓના સંબંધ વિષય વિચાર કર્યાથી ઘણા આશ્ચર્ય પ્રકારના વિષયો જાણી શકાય છે. હીરો અને કોયલો જો કે જુદા પદાર્થ જણાય છે ખરા, પરન્તુ એ બે એક પદાર્થ છે. એક ઠેકાણે એક જ માટીમાંથી ઘણી જાતના ઝાડ વેલ ઉત્પન્ન થાય છે; સફેદ, પીલા, લીલા વગેરે રંગના મનોહર પુષ્પો ઉત્પન્ન થાય છે; અને ખાટા, મીઠા,

તુરા વગેરે ફળ, મૂળ તથા પાક ઉત્પન્ન થાય છે. સઘળાના શરીરમાં લોહી એક જાતનું છે, પરન્તુ કેવા આશ્ચર્યકારક નિયમ મુજબ મેદ, માંસ, હાડકાં, સ્નાયુ વગેરે શરીરની વસ્તુઓ એક જાતના લોહીથી ઉત્પન્ન થાય છે તથા તેમાં વધે છે. આ સઘળા અસાધારણ વિષયનો અને મેઘ તથા વરસાદ વીજળી તથા વજ્રાઘાત, શીત તથા બરફ, શીત તથા ગ્રીષ્મ વગેરે ઋતુઓનો ફેરફાર ઈત્યાદિ નજરે પડતી વિવિધ વસ્તુ તથા વિવિધ વિષયનું ખરૂં તત્વ જાણ્યાથી અનુપમ આનન્દ ઉપજે છે. તે આનન્દની જોડે તુલના કરીને જોયાથી સર્વ પ્રકારનું ઇન્દ્રિય સુખ તુચ્છ જણાય છે.

જગત્ પિતા જગદીશ્વરના આ સઘળા અત્યાશ્ચર્ય અનિર્વચનિય કાર્ય વિષય વિચાર કરતાં કરતાં તેની અચિન્ત્ય શક્તિ, અપરિસીમ જ્ઞાન અને અપાર મહિમાના હજારો સ્પષ્ટ પ્રમાણો જણાયછે, અને તેના ઉપર પ્રગાઢ ભક્તિ અને પવિત્ર પ્રીતિ સંચારિત થઇને ભક્ત જનના અન્તઃકરણ પરમ પરિશુદ્ધ આનન્દ નીરમાં અભિષિક્ત થાય છે.

---

# શિક્ષણનો મૂળ ઉદ્દેશ.

આ સૃષ્ટિમાં શું કર્યાથી આપણા જીવવાનું સાર્થક થાય, એ ઘણો અગત્યનો વિષયછે તેથી તે પહેલાં આપણે સમજવો જોઇએ. ખરેખરો જીવવાનો અર્થ કેવી રીતે બેસવું, કેવી રીતે ઉઠવું અથવા કેવી રીતે આપણો પ્રાણ બચાવવો એ નથી, તેનો અર્થ આપણે જ વિસ્તારવાળો સમજવો જોઇએ; અને જે વેળાએ આ ઘણા વિસ્તારવાળા પ્રશ્નનો નિર્ણય થશે તે વેળાએ સઘળા આપણા દેશના પ્રશ્નોનો નિર્ણય થશે. આપણું શરીર અને મનની વ્યવસ્થા કેવી રાખવી, છોકરાંને કેવી રીતે ઉછેરવાં, આપણા કામકાજનો કેવીરીતે બંદોબસ્ત રાખવો, લોક હિતકારક કામમાં કેવીરીતે ચાલવું, પૃથ્વીમાં સુખનાં સાધન જે કંઇ છે તેને સુખનાં કામમાં કેવીરીને વાપરવાં, અને આપણી શારીરિક તથા માનસિક વગેરે શકિતથી આપણને તથા બીજાને બને તેટલો ફાયદો કેવીરીતે કરાવવો અર્થાત્ આ જગતમાં આપણું કર્તવ્ય, આપણી ચાલ ચલણ કેવીરીતની હોવા જોઇએ, સારાંશ આયુષ્યની સાર્થકતા થવા માટે કેવું વર્તન રાખવું જોઇએ, આજ મોટો વિસ્તારવાળો અને મોટામાં મોટો પ્રશ્નછે, અને આ જાણવાની ઘણી જરૂરછે. હવે જેનાથી આ બધુ થઇ શકે તેને માટે શિક્ષણની જરૂર છે. આયુષ્યની સાર્થકયતા થવાને માટે જે પ્રકારની આપણી ચાલ ચલણ જોઇએ તે પ્રકારની વર્તુણુક કરવાની યોગ્યતા આપણામાં આવવી એ આપણા શિક્ષણનું મુખ્ય કામછે. જે શિક્ષણ પદ્ધતિથી તે કામ થાય તે ઉત્તમ શિક્ષણ છે.

જગદીશ્વરે માણસને કેટલીક શારીરિક તથા માનસિક વૃત્તિયો આપીને સર્વ જીવના કરતાં શ્રેષ્ટ કર્યા છે. તે માણસ જો ઇતર જંતુઓની પેઠે કેવળ ખાવા પીવાથી સન્તુષ્ટ રહે, ઉંઘથી સુખ અનુભવ કરે અને

કાર્ય કાળે આગળ પાછળનો વિચાર ન કરતાં કેવળ કામ, ક્રોધ વગેરે રિપુ-ઓને તાબે થઇને ચાલે તો તેનું તે શ્રેષ્ટપણું કયાં રહે? ઈશ્વરે આવાં મોટા માણસને દુર્લભ સમજીને તેની રક્ષા કરવાની ઈચ્છા રાખેછે, તે જ-રૂર ધર્મ પ્રવૃત્તિ તથા બુદ્ધિ વૃત્તિયોને પરમ ધન સમજેછે અને તેઓને ખરૂં સુખ તથા આનન્દનું કારણ સમજે છે. એ પરમેશ્વરે માણસને ધર્મ પ્રવૃતિ તથા બુદ્ધિવૃતિ ન આપી હોત તો માણસ કદિ જ્ઞાનવાન તથા ધ-ર્મનિષ્ઠ થઇને પ્રીતિ પ્રફુલ્લ મનથી સંસારના શુભ કામના ઉપર પ્રેમ રા-ખત નહિ અને વિશ્વ કર્ત્તાના વિશ્વરાજ્યનું અત્યાશ્ચર્ય અતિવૈચિત્ર્ય કૌ-શલની ચર્ચા કરીને પ્રેમાભિશકત ચિત્તથી અતુલાનન્દ સાગરમાં નિમ-ગ્ન થાત નહિ. વસ્તુતઃ આ સર્વ વૃત્તિયો હોવાથીજ માણસના નામનો આ-ટલો ગૌરવ અનેઆ સર્વ વૃતિયોની સંચાલનમાંજ માનવજન્મનું સાર્થક છે.

માનસિક વૃત્તિ બે પંકિતમાં વ્હેંચાયલી છે, બુદ્ધિવૃત્તિ અને નીતિ-વૃત્તિ. ધર્મ પ્રવૃત્તિને યોગ્ય રીતે પરિચાલન કરીને સઘળી વૃત્તિયોને આ-ધારે ઉન્નત કરીને માણસને પોતાની ફરજ સમજાવવી તથા તેમાં તેને લગાડીને સુખી કરવો એ શિક્ષણની મુખ્ય મતલબછે. ઉપર લખેલી શરી-રની વૃત્તિ, બુદ્ધિવૃત્તિ, અને નીતિવૃત્તિ આ ત્રણ વૃત્તિયોનું શિક્ષણ આ-પ્યાથી શીખાડવાની મતલબ સંપૂર્ણ રીતે પૂરી થાય છે. ઉપર લખે-લી ત્રણ વૃત્તિ મુજબ શીખવવાની પણ ત્રણ રીતિછે. શરીરનું શિક્ષણ, બુદ્ધિ વિષયનું શિક્ષણ અને નીતિનું શિક્ષણ. તનદુરસ્તી બળ અને સૌન્દર્ય મેળવવું એ શરીરની વૃત્તિ વિષયનું શિક્ષણ આપવાનો ઉદ્દેશછે. માનસિક વીર્ય તથા વિદ્યાલાભ બુદ્ધિ વિષયની કેળવણીનું ફળ છે. ઈશ્વરનિષ્ઠા, ઈશ્વરસંબંધી જ્ઞાન ન્યાયપરાયણતા તથા ધર્મ પરાયણતા નીતિ સંબંધી શિક્ષણ આપવાનો ઉદ્દેશ છે.

મોહનલાલ મંગળદાસ [illegible]

ગુજરાતી સાહિત્ય પરિષદ.

# શરીરની વૃત્તિ.

માણુસના શરીરમાં જે ઈન્દ્રિયો છે તેમાંની કેટલીક જ્ઞાનેન્દ્રિય, કેટલીક કર્મેન્દ્રિય છે. મગજ, આંખ, ચામડી, કાન, જીભ અને નાકને જ્ઞાનેન્દ્રિય કહે છે, વિચાર કરવો, જોવું, સ્પર્શ કરવો, સાંભળવું, ચાખવું અને સુંઘવું એ એનું કાર્ય છે. કુશળતા, બળ, ભ્રમશૂન્યતા અને તીક્ષ્ણતા એવોનું પરિચાલન લબ્ધ ગુણ છે. કર્મ ઈન્દ્રિયોના વળી બે વિભાગ છે. તેઓના કેટલાકને સ્વરેન્દ્રિય અને કેટલાકને ગમનેન્દ્રિય કહે છે. ગળું, ફેંફસું, જીભ, હોઠ વગેરે સ્વરેન્દ્રિય છે. એનું કામ સ્વરને ઉત્પન્ન કરવાનું છે. સ્પષ્ટતા, ઉચ્ચતા, પૂર્ણતા અને મધુરતા સ્વરના પરિચાલનાલબ્ધ ગુણ છે. માંસના લોચા, હાડકાં અને હાથ પગ વગેરે ગમનેન્દ્રિય છે. જવું અને અંગને કસવું એ તેઓનું કામ છે. કુશળતા, બળ અને સૌન્દર્ય એઓના ચલાવાથી મળેલા ગુણ છે. ઉપર લખેલી શરીરની ઇન્દ્રિયોના કાર્યોને શરીરની વૃત્તિ કહે છે. કસરત, રમત, શિલ્પકાર્ય કરવાથી જેનાથી બાળકોની ઇન્દ્રિયો પોતપોતાના વિષયમાં યથાયોગ્ય રીતે પરિચાલિત અને શરીરની વૃત્તિઓ ઉપર લખેલા ગુણવાળી થાય એવો યત્ન કરવો એ પિતા માતા તથા શિક્ષકની ફરજ છે.

# નીતિની વૃત્તિ.

નિકૃષ્ટ એટલે ખરાબ પ્રવૃત્તિનો નિગ્રહ અને ઉત્કૃષ્ટ એટલી સારી પ્રવૃત્તિનું ઉત્તેજન તથા અસદ્વાસનાનો ત્યાગ અને સદ્વાસનાના અવલંબનથી મનુષ્યને ન્યાયવાન, ધર્મપરાયણ અને ઈશ્વરપરાયણ કરવા એ નીતિ વૃત્તિને શીખવાનો ખરો હેતુ છે. જેમ ભીષણાકાર નાના પ્રકારના ફાડી ખાનાર જીવથી ભરપૂર જંગલ માણુસના પરિશ્રમ તથા યત્નથી સુંદર હવેલી, તથા મનોહર બગીચામાં વિભૂષિત થાયછે, તેમ કુક્રિયાસક્તિ તથા અસદ્ ઇરાદાથી માણસનું હૃદય ઘણુંજ અપ્રિયદર્શન થાયછે, તે પણ મનુષ્યના શ્રમ તથા યત્નથી અસદ્વાસના દૂર અને સદ્વાસના આવીને સમુજ્જવલ તથા પ્રિયદર્શન થઈ પડેછે. મનુષ્યની નિકૃષ્ટ પ્રવૃત્તિયો ફક્ત અમંગળનું કારણ છે એટલું જ નહિ પણ જ્યારે તેઓ ન્યાયની હદ ઓળંગે છે, ત્યારે તેઓ અમંગલનું કારણ થાય છે; નહિ તો મંગળનો હેતુ થાય છે. વધારે વરસાદ પડયાથી પાકને નુકશાન પહોંચે છે, તે વરસાદ યથાસમય જેટલો જોઇએ તેટલો નહિ પડયાથી પાકની ઉત્પત્તિ યતી નથી. જે વાયુ પ્રબળ પ્રતાપ પ્રકાશ કરીને પ્રચંડ વેગથી ઘર ઝાડ વગેરે પાડીને જનમંડળની ઘણી ખરાબી કરી મૂકે છે, તે વાયુ મૃદુભાવથી આવીને લોકનું જીવન રક્ષણનું કારણ થાય છે. તેમ જે દ્વેષ ક્રોધ, લોભ અને વૈર વગેરે પ્રવૃત્તિ નરહત્યાદિ નાના પ્રકારના પાપકર્મમાં લગાડે છે, તે દ્વેષાદિને નિયમિત કર્યાથી બીજાની ભૂલ દૂર કરવામાં અને ધર્મ તથા નીતિ વિરૂદ્ધ કાર્યને રોકવામાં અને સજા આપવામાં પ્રવૃતિ આપે છે. જે આત્મપ્રેમ સ્વાર્થપરતા રૂપથી યયાથી મનુષ્યને નીતિ વિરૂદ્ધ કામમાં લગાડે છે, તે જ વળી ધર્મના કામ બ-

જાવવાનું કારણ થઈ પડે છે. જે અહંકાર તથા અભિમાન સાધારણ વિષયને તુચ્છકારે છે તથા દુર્બલના ઉપર જુલમ કરવાની પ્રવૃત્તિ દેછે, તેઓજ વળી મૂર્ખની સોબત અને જુઠું બોલતાં નિવારણ કરે છે. જે દુરાકાંક્ષા મનુષ્યને રણમત્ત કરીને અસંખ્ય પ્રાણીઓ તથા રાજ્યને નાશ કરવામાં તૈયાર થાય છે, તેજ વળી વિવેકને તાબે થયાથી સારાં કામો કરીને ગૌરવ મેળવવાને અગ્રસર થાય છે. જે કીર્ત્તિ મેળવવાની ઇચ્છા મનુષ્યને વૃથા ગર્વથી પોતાની શક્તિ પ્રકાશ કરવામાં લગાડે છે, તે જ વળી વિવેકાધીન થયાથી અતિ ઉત્કૃષ્ટ કર્મ કર્યાથી જગદીશ્વરનો તથા સદ્‌વિવેચક માણસની પ્રીતિ મેળવાને યત્નવાન કરેછે. જ્ઞાનના પ્રકાશથી પ્રકાશવાન ધર્મનિષ્ઠ માણસને ઈશ્વરે જે જે શરીરની તથા મનની વૃત્તિયો આપી છે, અજ્ઞાનથી ઢંકાયલા પાપાસક્ત મૂઢ માણસને પણ તે તે શરીરની તથા માનસિક વૃત્તિયો આપી છે. વૃત્તિયોના સુંદર પરિચાલના અને સારાશિક્ષણથી રહિત એક પરાત્પર પરમેશ્વરથી બનેલી બે વસ્તુઓમાં આટલો ભેદ જોવામાં આવે છે. એક અમૂલ્ય, અક્ષય અને અત્યુજ્વલ હીરાના જેવો છે, અને બીજો માણસ અકિંચિત્કર, ભંગપ્રવણ, દીપ્તિ વિનાની પેઠે કાયલા* જેવો છે. એટલા માટે સ્પષ્ટ જણાય છે કે ઈશ્વરે આપેલી કોઈ વૃત્તિ એકદમ ઉચ્છેદ કરવામાં કોશેશ ન કરતા ઉલટી જેનાથી સર્વ વૃત્તિયો વિવેકને તાબે રહીને પોતપોતાના કાર્ય કરાવવાનો યત્ન કરવો એ માબાપ તથા શિક્ષકનું ખરેખરૂં કામ છે.

કેટલાક મનોવિજ્ઞાનવિત વિદ્વાનોએ નીચે લખેલી વૃત્તિયોને નીતિવૃત્તિમાં સામેલ કરી છે. ૧ આત્મપ્રેમ ૨ સહાનુભુતિ, ૩ બુભુત્સા, ૪ ચૈતન્ય અને ૫ ઇચ્છા.

---

* કોલસો અને હીરો એક જાતનો છે.

૧ **આત્મપ્રેમ**—પ્રાણ રક્ષા અને સુખ મેળવવાની ઇચ્છાથી આત્મપ્રેમ પ્રકાશિત થાય છે. સુખભોગ, દુઃખ નિવારણ અને પ્રાણ રક્ષાને માટે માણસ સર્વદા શિલ્પ, વિજ્ઞાન અને સુધારાની ચઢતી કરવામાં યત્નવાન રહે છે. બુભુત્સા વૃતિ જેમ સ્વભાવના નિયમો નિર્ણય કરવામાં પ્રવૃતિ આપે છે, તેમ સ્વાર્થ સાધવાની ઇચ્છા તે નિયમોનું અનુસરણ કરવાની પ્રવૃત્તિ દેછે; કારણ સ્વભાવનો નિયમ પાળવાથી સુખ તથા તેને ઉલ્લંઘન દુઃખની ઉત્પન્ન થાય છે. બીજી વૃત્તિયોની સારી રીતે ચાલના થયાથી ઘણો લાભ થાય છે, તેથી આત્મપ્રેમ તે વૃત્તિયોને કેળવવામાં પ્રવૃત્તિ આપીને સુશિક્ષણ મેળવવાનો મોટો મદદગાર થાય છે. વિવેકના તાબે રહ્યાથી આત્મપ્રેમ મનુષ્યને ધર્મ તથા કર્તવ્ય કર્મમાં લગાડે છે, અને ધર્મ તથા કર્તવ્યના કામ કર્યાથી પરમ સુખ હાંસલ થાય છે. મિતાચાર, શિષ્ટાચાર, શ્રમ, ધીરજ, વિમૃષ્યકારિતા, લોકાનુરાગપ્રિયતા, શૃંખલાનુરાગ વગેરે સદ્ગુણો વિવેકના તાબે આત્મપ્રેમ હોવાથી ઉત્પન્ન થાય છે. આ આત્મપ્રેમ પ્રબળ થઇને જો તે સ્વાર્થપણામાં આવે તો નાના પ્રકારના દોષવાળો થઈ જાય છે.

**સહાનુભૂતી**—બીજાનાં સુખ દુઃખ, ગુસ્સો જોઈ અથવા તે વિષયના વર્ણન સાંભળીને સુખ દુઃખ ક્રોધ વગેરેનો અનુભવ કરવો એ સહાનુભૂતિનું કાર્ય છે. આત્મપ્રેમ એટલે પોતાનું ભલું ઇચ્છનું એ જેમ પોતાનું મંગળ કરવાની ઇચ્છા ઉત્પન્ન કરે છે, તેમ સહાનુભૂતિ સાધારણોનું ભલું કરવાની પ્રવૃતિ આપે છે. આત્મપ્રેમ વ્યકિતનિષ્ઠ નીતિનું મૂળ છે, સહાનુભૂતિ સમાજિક નીતિનું મૂળ છે. સહાનુભૂતિ અતિ નાનપણામાં ખીલે છે, માનું હસતું મોં જોઇને છોકરાં હસવાથી જે હર્ષ પ્રકટ કરે છે તે આ વૃતિનું કામ છે. માની સુખાકૃતિ જોઇને

છોકરાંના મનમાં હર્ષ, વિષાદ તથા ભય વગેરેનો પહેલાં ઉદય થાય છે. એનો સ્વર, આકૃતિ, ભાવથી છોકરાં પોતાના ઉચ્ચારિત શબ્દથી અર્થ જણાવે છે. એ પ્રમાણે તેઓનું ભાષાજ્ઞાન તથા નીતિ શિક્ષણનો આરંભ થાય છે. આ મનની વૃત્તિ આપણને જેમ બીજાના સુખમાં સુખી દુઃખમાં દુઃખી ક્રોધાદિમાં ક્રોધાદિવાળી કરે છે, તેમ બીજાની આગળ પોતાના મનનો ભાવ તથા સુખ દુઃખ પ્રકાશ કરવામાં અને બીજાનાં સુખ દુઃખ તથા મનના ભાવ જાણવામાં આપણને પ્રવૃત્તિ આપે છે. બીજા આપણા મનના ભાવ જણાવવાની ઇચ્છા ન કર્યાં છતાં આપણો આકાર, ચાળા, હસ્તુ મોં, આંખનાં આંસુ વગેરેથી મનનો ભાવ જણાય છે. અને આપણા સગાંવહાલાં તથા મિત્રોની આગળ સુખ દુઃખ જણાવ્યાથી આપણા સુખની વૃદ્ધિ તથા દુઃખ ઓછું સમજીએ છીએ; એનાથી સ્પષ્ટ જણાય છે કે પરમેશ્વરે આપણને એવા બનાવ્યાં છે કે આપણે જનમંડળમાં બંધાઇ ન રહેતાં અને એક બીજાની મદદની દરકાર ન રાખતાં કદિ સુખથી રહેવાને સમર્થ થતા નથી. સહાનુભૂતિથીજ માબાપની ભક્તિ, ઉપચિકીર્ષા, મિત્રતા, નમ્રતા, સુશિલતા, દયા, ક્ષમા વગેરે સદ્‌ગુણો ઉત્પન્ન થાય છે. આ વૃત્તિ સુન્દર પ્રકારે પરિચાલિત થયાથી પાડોશીના સુખમાંજ આપણું સુખ સમજીએ છીયે,એવું જ્ઞાન ઉત્પન્ન થયાથી માણસ પોતે ઉપચિકીર્ષુ થઇને સાધારણનું ભલુ કરવામાં યત્નવાન થાયછે, અને જ્યારે નીચે લખેલા મહાન વાકયનો તાત્પર્ય સમજીને આનન્દની સાથે તેના અનુસરણમાં પ્રવૃત્ત થઇએ છીએ. તમારા પ્રત્યે જ્યારે જે રીતેનો વ્યવહાર કર્યાથી તમે સન્તુષ્ટ થાઓછો, ત્યારે તમે લોકોના પ્રત્યે તેવો વ્યવહાર કરો.

अयं निजः परोवेति गणना लघुचेतसां ॥
उदार चरितान्तु वसुधैव कुटुम्बकः ॥

ટુંકા મનના માંણસ એ પારકો છે, એ સગો છે આવી ગણના કરે છે, ઉદાર ચરિત્રવાન માણસો સર્વને કુટુમ્બ તરીકે માનેછે.

**બુભુત્સા.**-જ્ઞાન મેળવવાની ઇચ્છા તેને બુભુત્સા કહેછે. કોઇ નવા વિષય જોવા અથવા કોઇ નવા ભાવ એકત્ર કરવાને માટે અથવા પ્રત્યક્ષકારક કોઇ બનાવનું કારણ અથવા કોઇ વિષયનું ખરેખર તત્ત્વ નિર્ણય કરવા માટે જે આતુરતા ઉપજે છે તે બુભુત્સાનું કામ છે. આ બુભુત્સાવૃત્તિને કેટલાકો અનુસન્ધિત્સા તથા અજાયબી કહે છે. આ વૃત્તિ ઉત્પન્ન થયાથી આપણે ઇશ્વરનું અદ્‌ભુત કૌશલ જોઇએ છીયે, અને એ સર્વ કાર્યો જોયા પછી તેની હયાતી, અસીમ શક્તિ, અપાર કરૂણા અને અનન્તજ્ઞાન માનીએ છીએ. આમ થયાથી તેના ઉપર આપણી અચળ ભક્તિ ઉત્પન્ન થાયછે અને તે ભક્તિને લીધે પરમાનન્દ સુખ મળેછે. જેમ આત્મપ્રેમથી આશા અને સાહાનુભૂતિથી દયા ઉત્પન્ન થાય છે, તેમ બુભુત્સાથી ઇશ્વિર ભક્તિ ઉપજે છે. જગદીશ્વરે માણુસને સુખદુઃખનાં કારણ સ્વરૂપ નાના પ્રકારના વિષયોથી ઘેરી રાખ્યા છે અને કેટલીક ઇન્દ્રિયો આપીને તેને તે વિષયની શક્તિ આપીછે. પરંતુ ક્રિયા વિષયથી સુખ થાય અને ક્રિયા વિષયથી દુઃખ ઉપજે તે પહેલાં નહિ જાણ્યાથી બાળકો બુભુત્સાને તાબે થઇને સઘળા વિષયમાં હાથ નાખવાને તૈયાર થાય છે. એટલા માટે તે અજ્ઞાનતાને લીધે જેના યોગે તેઓની બુભુત્સા વૃત્તિ અયોગ્ય તથા અનિષ્ઠકારક વિષયમાં ન લાગતાં સર્વદા શુભકારક વિષયમાં લાગે અને જેના યોગે સર્વ વિષયના ખરેખરા તત્ત્વનો નિર્ણય કરવા પર પ્રેમ ઉપજે એવો યત્ન માબાપોએ તથા શિક્ષકોએ જરૂર કરવો જોઇએ.

ચૈતન્ય.—ધર્મ કાર્યથી ચિત્તની પ્રસન્નતા, અધર્મ કર્યાથી ચિત્તનો સંકોચ અને પ્રશ્ચાતાપ જે મનની વૃત્તિથી ઉત્પન્ન થાય, તેને ચૈતન્ય કહે છે. તેથી ધર્મના ઉપર અધિકાર ઉત્પન્ન થાય છે, કેટલાકો તે વૃત્તિને સારાસાર વિચારનું જ્ઞાન કહે છે, પરંતુ વિવેક શકિતથી સારા નરસાનું જ્ઞાન ઉત્પન્ન થાય છે, તે જ્ઞાનની જૂદી વૃત્તિ નથી. ક્રોધને તાબે થઇને અન્યાય કામ કર્યાથી પછી તે ગુસ્સો નરમ તથા ચૈતન્યનો ઉદય થયાથી ખરાબ કામ કર્યું છે તેથી પ્રશ્ચાતાપ થાયછે, અને તે અનુતાપ અન્તર્દાહ કરે છે. વિવેકથી ધર્મ અધર્મનો, સત્ય અસત્યનો, ન્યાય અન્યાય નિર્ણય થાયછે, એટલા માટે એ વૃત્તિ ઉત્પન્ન થયાથી એ વૃત્તિનું સુન્દર કાર્ય કરવાનું નજરે પડે છે. સર્વ સમય તથા સર્વ માણસમાં ચૈતન્યનો આરંભ એક સરખો હોતો નથી. જે માણસ સદા પાપક્રિયામાં મચેલો હોય છે તેનું ચૈતન્ય નાશ થવા જેવી હાલતમાં હોય છે, પરંતુ એકીવારે નાશ પામતું નથી. વખત મળ્યાથી ફરી પ્રબલ થઈ પડે છે. કોઈ અસદ્વાસના થયાથી પહેલાં ચૈતન્ય આપણને તે વાસના પરિપૂર્ણ કરવાની મનાઈ કરે છે; તેથી ચૈતન્યની આજ્ઞા તથા ઉપદેશ માન્યાથી કદી તે વાસના પૂર્ણ થઇ શકતી નથી. જેઓ હમેશાં અધર્માચરણમાં લાગેલા હોય છે, તેઓનું ચૈતન્ય ધીરે ધીરે ફળવિનાનું થઇને નાશ પામવા જેવું થઇ જાય છે, ચૈતન્યપણું અવિલુપ્ત તથા પ્રબલ થાયથી સ્વાર્થપણું પ્રબલ થઈ શકતું નથી. બુભુત્સા યોગ્ય વિષયમાં લગાડે છે અને ઇચ્છા પણ તેને તાબે રહે છે. મનુષ્યને ચૈતન્ય નહિ થાત, જનમંડળની રક્ષા થની ઘણીજ કઠણ થાત. ચૈતન્ય નહિ હોત તો [illegible] ભૂત, સત્યવાદિપણું, સાધુપણું, સત્ક્રિયા કરવામાં હિમ્મત, કૃત[illegible] વિમૂષ્યકારિતા, સ્વદેશ ઉપર પ્રેમ [illegible] મંડળના ધર્મનો રાખવામાં માણસ કદિ સમર્થ થા[illegible]

બાળકોની નીતિ શિક્ષાને માટે સહાનુભૂતિ અને ચૈતન્ય વિશેષ પ્રકારે ચાલના કરવી એ કર્તવ્ય છે. એઓને તાબે થઇને ચાલ્યાથી વગર હરકતે ધર્મ અનુષ્ઠિત થાય છે, આ બેઉ સારા કામની નકલ કરવામાં અને સાધુશીલ માણસોના પ્રત્યે ભકિત શ્રદ્ધા તથા ભકિત પ્રકાશ કરવામાં પ્રવૃત્તિ દેછે. આત્મપ્રેમના તાબે થઇને કર્મ કરવાના કરતાં આ બે વૃત્તિ તથા વિવેકના વશીભૂત થઇને ચાલવું એ સર્વ કરતાં ઉત્તમ છે. પ્રશંસા, ઇનામ, શ્રેષ્ઠપણું મેળવવાની આશાથી કાર્ય નહિ કરતાં જરૂરની ફરજ સમજીને, ચૈતન્યની પરિતૃપ્તિને માટે સ્વભાવિક ઉદ્દેશથી કાર્ય કરવું એ સેંકડે દરજે સારૂં છે. જો બાળ્યવસ્થાથી આવા ઉદ્દેશનું કામ કરવાનો અભ્યાસ પાડવામાં આવે તો સઘળી સત્ પ્રવૃત્તિયો કાયમ થશે અને માણસ સદા સારા કામોમાં લાગીને પરમ પવિત્ર સુખનો અધિકારી થઈ શકેશે.

ઇચ્છા.—આગળ પાછલનો વિચાર કરીને આ કર્મ કરવું પેલું કર્મ કરીશ નહિ એવું નક્કી કરવામાં જે પ્રવૃત્તિ છે તેને ઇચ્છા કહે છે. જો કંઈ અટકાવ ન આવે તો ઇચ્છા તરત કાર્યમાં આવે છે; એ વાસ્તે કેટલાકો કહેછે કે કોઈ કાર્ય કરવાની પહેલાં મનની જે હાલત તેનેજ ઇચ્છા કહેવી. બંધનાદિ બહારના અટકાવ અથવા રોગને માટે અશકતપણું ન આવ્યાથી હાથ હલાવવાની ઇચ્છા થયાથી તે હલાવી શકાયછે. કેટલાંક માણસો ધન મેળવવાની ઇચ્છા પરિપૂર્ણ કરવા માટે ગમે તે ઉપાયથી બીજાનું ધન ચોરવાની ઇચ્છા કરીને નરહત્યાદિ પાપ કરવા લાગે છે, બીજા કેટલાક કેવળ સારા ઉપાયોથી ધન મેળવીને તે ઇચ્છા પરિપૂર્ણ કરવાની ઉમેદ રાખેછે, કેટલાકો ખરાબ કામમાં લાગતા નથી. ઇચ્છાના ઉપર આત્મપ્રેમ સહાનુભૂતિ, બુભુત્સા અને ચૈતન્યની થોડીથોડી સત્તાછે. માણસ કોઇ અભિલાષાને તાબે થઇને તે પૂર્ણ કરવા માટે

ચૈતન્ય.—ધર્મ કાર્યથી ચિત્તની પ્રસન્નતા, અધર્મ કર્યાથી ચિત્તનો સંકોચ અને પ્રશ્ચાતાપ જે મનની વૃત્તિથી ઉત્પન્ન થાય, તેને ચૈતન્ય કહે છે. તેથી ધર્મના ઉપર અધિકાર ઉત્પન્ન થાય છે, કેટલાકો તે વૃત્તિને સારાસાર વિચારનું જ્ઞાન કહે છે, પરંતુ વિવેક 'શકિતથી સારા નરસાનું જ્ઞાન ઉત્પન્ન થાય છે, તે જ્ઞાનની જૂદી વૃત્તિ નથી. ક્રોધને તાબે થઇને અન્યાય કામ કર્યાથી પછી તે ગુસ્સો નરમ તથા ચૈતન્યનો ઉદય થયાથી ખરાબ કામ કર્યું છે તેથી પ્રશ્ચાતાપ થાયછે, અને તે અનુતાપ અન્તર્દાહ કરે છે. વિવેકથી ધર્મ અધર્મનો, સત્ય અસત્યનો, ન્યાય અન્યાય નિર્ણય થાયછે,એટલા માટે એ વૃત્તિ ઉત્પન્ન થયાથી એ વૃત્તિનું સુન્દર કાર્ય કરવાનું નજરે પડે છે. સર્વ સમય તથા સર્વ માણસમાં ચૈતન્યનો આરંભ એક સરખો હોતો નથી. જે માણસ સદા પાપક્રિયામાં મચેલો હોય છે તેનું ચૈતન્ય નાશ થવા જેવી હાલતમાં હોય છે, પરંતુ એકીવારે નાશ પામતું નથી. વખત મળ્યાથી ફરી પ્રબલ થઈ પડે છે. કોઈ અસદ્વાસના થયાથી પહેલાં ચૈતન્ય આપણને તે વાસના પરિપૂર્ણ કરવાની મનાઈ કરે છે; તેથી ચૈતન્યની આજ્ઞા તથા ઉપદેશ માન્યાથી કદી તે વાસના પૂર્ણ થઇ શકતી નથી. જેઓ હમેશાં અધર્માચરણમાં લાગેલા હોય છે, તેઓનું ચૈતન્ય ધીરે ધીરે ફળવિનાનું થઇને નાશ પામવા જેવું થઇ જાય છે, ચૈતન્યપણું અવિલુપ્ત તથા પ્રબલ થાયથી સ્વાર્થપણું પ્રબલ થઈ શકતું નથી. બુભુત્સા યોગ્ય વિષયમાં લગાડે છે અને ઇચ્છા પણ તેને તાબે રહે છે. મનુષ્યને ચૈતન્ય નહિ થાત તો જનમંડળની રક્ષા થવી ઘણીજ કઠણ થાત. ચૈતન્ય નહિ હોત તો વશીભૂત, સત્યવાદિપણુ, સાધુપણુ, સત્કિયા કરવામાં હિમ્મત, કૃતજ્ઞતા, વિમૃષ્યકારિતા, સ્વદેશ ઉપર પ્રેમ વગેરે જનમંડળના ધર્મનો રસ ચાખવામાં માણસ કદિ સમર્થ થાત નહિ.

પવિત્ર તથા ઉત્તમ ઉપાય છે. આ દૃઢ સંકલ્પથી જે સ્થિરપણું ધીરજ તથા ખંતીપણું ઉપજે છે તેનાથી માણસ વગર હરકતે વિદ્યા તથા જ્ઞાન મેળવવાને સમર્થ થઈ શકેછે. ગરીબ અવસ્થાના ઘણા માણસો પોતાની ઈચ્છા તથા ખંતીપણાથી શિક્ષકની મદદ સિવાય ઉત્તમ વિદ્યા તથા જ્ઞાન મેળવીને આલોકમાં અક્ષય કીર્તિ મેળવી ગયાછે

આગળ પાછળનો વિચાર ન કરતાં તરત તે કામમાં વળગે છે, અથવા તે અભિલાષ સારી છે કે નરસી છે, જે કામ કર્યાથી તે પરિપૂર્ણતાને પામશે કે નહિ, તે કર્તવ્યછે કે અકર્તવ્યછે તેનો વિચાર કરીને પણ તે અભિલાષા પૂર્ણ કરી શકેછે, અથવા જરૂર જણાયાથી તેને રોકી શકેછે. મનુષ્યમાં આ શક્તિ છે તેથી તેને સ્વતંત્ર કહે છે. ઈચ્છવા વિષયનાં સારાં નરસા પ્રમાણે ઇચ્છાને સારી નરસી કહેવા યછે. જેના યોગે વિદ્યાર્થીયો સારી ઈચ્છાવાન થઈને સર્વદા કામ કરે એવો યત્ન કરવો એ શિક્ષકનું કર્તવ્યછે. એકવાર માત્ર ધર્મ કર્મ કર્યાથી કોઈ ધાર્મિક તરીકે ગણાઈ શકાતો નથી; જે નિત્ય ધર્મનું આચરણ કરેછે, ધર્મ કર્મ કરવો એ જેનો અભ્યાસ થયોછે તે માણસ ખરે ખરો ધાર્મિક તથા નીતિમાન છે. પોતાની ચઢતી કરવી એ મનુષ્યની મોટામાં મોટી ફરજ છે; તે કર્તવ્ય બજાવવું એ સુશિક્ષણને આધારે છે. અનુકરણ તથા ખુલુત્સા વૃત્તિ સ્વભાવતજ માણસને જ્ઞાન મેળવવામાં લગાડેછે, અને ઇચ્છાપૂર્વક જે શિક્ષણ લેવાય છે તે જ સારૂં અને વધારે ફળદાયક નીવડેછે. એટલા માટે વિદ્યા તથા જ્ઞાન મેળવવા માટે બીજાની મદદના ઉપર આધાર ન રાખતા પોતાના યત્ન તથા ખંતીપણા ઉપર આધાર રાખવો ઉત્તમ છે. એમ કર્યાથી ધીરે ધીરે વધારે શિક્ષણ મેળવાયછે, આખી ઉમ્મર સુધી શિક્ષણ પૂરૂં થતું નથી અને સર્વ પોતાની મેળે શિક્ષણું મેળવવાને સમર્થ થાયછે. જેના યોગે વિદ્યાર્થીયોને આવી શક્તિ ઉત્પન્ન થાય તેની મહેનત કરવી એ શિક્ષકનું કર્તવ્ય છે. અહંકાર તથા વૃથાભિમાનને લીધે બીજા માણસોના કરતાં સારો થવાની જે ઇચ્છા થાયછે તેને પરતંત્ર ન થતાં વિદ્યા, જ્ઞાન તથા સાધુતા વિષેમાં દહાડે દહાડે પોતે પોતાનો ત્યાગ કરવો એવો દૃઢ સંકલ્પ કરવો એ પોતાની ચઢતી કરવાનો અતિ

ભ્યાસના સિવાય ઘણું કરીને એકીવેળાએ એ વિષયમાં વધારે વાર સુધ દૃઢ રીતે મન લગાડવું ઘણુંજ ભારે પડેછે, એટલા માટે જેના યોગે બાળકોની આ વૃતિની સુન્દર રીતે ચાલના થાય એવું શિક્ષક કરવુ જોઇએ મતલબ કે જેના યોગે મન અહીંથી તહીં ન દોડતાં સુન્દર રૂપે તત્વ નિર્ણય કરવા સુધી તે વિષયમાં ખંતથી લાગ્યો રહે એવું કરવું જોઇએ. ચાલના વિષયમાં લક્ષપૂર્વકથી મન નહિ લગાડયાથી ઘણાકો સારી રીતે સ્મરણ રાખી શકતા નથી, પરંતુ તેની સ્મરણ શકિતના ઓછાપણાથી એવું થાયછે એમ કહીને વિલાપ કરેછે. ખરી રીતે તેમ નથી. સ્મરણ શકિતના વધતા ઓછાપણાથી લક્ષ વિષય વિશેષથી તથા સ્થાન વિશેષથી ખંતીપણાના નામ ભેદ થાયછે. એક વેળાએ આંખના પ્રત્યક્ષ તથા અભિનિવેશના કાર્ય થયાથી તે અભિનિવેશને પર્યવેક્ષણ એટલે તપાસવું કહેછે. કોઇ વિષયનો તત્વ નિર્ણય કરવા માટે એક પછી એક સર્વ ભાગના ઉપર જે ધ્યાન લગાડવું તેને ગવેષણા કહેછે. બહારના પદાર્થને ત્યાગ કરીને કેવળ મનના ભાવોના ઉપર જે ધ્યાન લગાડવું તેને અનુધ્યાન કહેછે, એકથી વધારે વિષયનું સરખાપણું તથા જરૂરપણું નિર્ણય કરવા માટે એક પછી એક વિષયના ઉપર જે ધ્યાન લગાડવાને ઉપમિતિ કરે છે. વિદ્યા મેળવેલી તથા સંસારના કાર્યો કરવા એમાં પણ એકાગ્રતાની જરૂર જોવામાં આવે છે. દૃઢ એકાગ્રતાની સાથે વધારે વખત સુધી એક વિષયમાં બેઠી રહેવાથી તેમાં ઉત્તમ નિપુણતા ઉત્પન્ન થાય છે, તેથી શિલ્પ કાર્યમાં શ્રમ વિભાગ થયો છે. જે શાસ્ત્રના અધ્યયનથી વધારે એકાગ્રપણ થાય તેવાં અધ્યયન વડે જલદીથી કુશળતા ઉત્પન્ન થાય છે ખરી, પરન્તુ તેમ થયાથી વિષય પર વધારે વખત સુધી એકાગ્રચિત લગાડયાથી બાળકોને માટે સાર ફળ ઉત્પન્ન કરતું નથી. કારણ એમ કર્યાથી બીજા બીજા વિષયમાં

# બુદ્ધિવૃત્તિ.

નાના પ્રકારની વિદ્યાની ચર્ચાથી બુદ્ધિવૃત્તિની ચઢતી કરવી એ બુદ્ધિવૃત્તિ સંબંધી શીખવાની મોટી મતલબ છે. બુદ્ધિવૃત્તિ સંબંધી અધ્યાપનાની ફતેમંદી મેળવવા માટે કેઈ કેઈ વૃત્તિ બુદ્ધિવૃત્તિની અન્દર સમાયલી છે તે જાણવી એ શિક્ષકનું જરૂરનું કામ છે, પરંતુ બુદ્ધિવૃત્તિના વિભાગમાં જૂદા જૂદા મતો છે. કેટલાક મનોવિજ્ઞાનવિત્ વિદ્વાનો નીચે લખેલી વૃત્તિયો બુદ્ધિવૃત્તિની અંદરની કહે છે. ૧. લક્ષપૂર્વક અવલોકન, ૨. પદાર્થ સંગ્રહ, ૩. અનુભવ, ૪. સ્મરણ, ૫. કલ્પના અને ૬. વિવેક.

હવે દરેક વૃત્તિનું વર્ણન આપીએ છીએ.

**લક્ષ પૂર્વક અવલોકન.**—એકાગ્રચિત્તવાળા થઇને કોઈ વિષયના વિષયમાં નિમગ્ન થઇ રહેવું એ અભિનિવેશ એટલે લક્ષપૂર્વક અવલોકનની વૃત્તિનું કામ છે. અભિનિવેશના સિવાય કોઇ કામ બનતું નથી. બીજી વૃત્તિયોનું કામ પણ લક્ષતા ઉપર આધાર રાખે છે. કોઈ વિષે પ્રત્યક્ષ થયાથી અભિનિવેશના સિવાય તે પ્રત્યક્ષનું જ્ઞાન મળતું નથી. રીતસર તેને કસ્યાથી બીજી વૃત્તિયોની પેઠે એ પણ વધે છે. દયાદિ નીતિવૃત્તિ બળવાન થયાથી વિષય વિશેષમાં મન લગાડવાનું પણ વધારે થાયછે. દયાળુ માણસો પારકાના દુઃખો જોઇને અથવા તેના વૃત્તાન્ત સાંભળીને જેવી રીતે દઢ મનમાં લાવેછે તેમ બીજા કરી શકતા નથી. જેમાં જેટલો સ્વાર્થનો સંબંધ હોય છે, તેમાં તેટલું વધારે મન લાગે છે. જે જે ધંધો કરેછે તે તે ધંધા સંબંધી વિશેષ ધ્યાન લગાડેછે; બીજા કોઇ વિષયમાં જેટલો જોઈએ તેટલો ધ્યાન લગાડતો નથી. શિક્ષણ તથા અ-

અનુભવ થઈ શકેછે, પણ તેનાથી થયલા પદાર્થગ્રહ થઈ શકતા નથી. જે છે એને જેની સાથે ઇન્દ્રિયોનો સાક્ષાત્ થયો છે, તેજ પદાર્થગ્રહ થઈ શકેછે. મન લગાડયાથી જેમ પદાર્થગ્રહ વૃત્તિને મદદ મળેછે, તેમ અનુધ્યાનથી અનુભવ વૃત્તિને મદદ મળેછે ઈશ્વરની શક્તિ તથા માહાત્મ્ય સૂચક વર્ણન કરીને ભાવના કરવી, પૂર્વકાલના કોઇ જીવના હાડપીંજર જોઇને તેનું અવયવ કલ્પવા, સુન્દર ઘર તથા યંત્રનું નવું ચિત્ર કરવું વગેરે એ અનુભવ વૃત્તિનું કામછે. બાળકોની અનુભવ વૃત્તિની ચાલનાના ઉપર આધાર રાખીને ઉપદેશ આપવાના કરતાં પદાર્થગ્રહ વૃત્તિની ચાલનાના ઉપર નિર્ભય કરીને ઉપદેશ આપવો સારો છે. કારણ કે પદાર્થનું સાક્ષાત દર્શનાદિથી જે જ્ઞાન ઉપજે છે તે જરૂર પહેલાંના કરતાં ખુલ્લુ તથા વિશુદ્ધ થાય છે.

સ્મરણ—ઉપરની ત્રણ વૃત્તિયોથી મનમાં જે ભાવો ઉદય થયા છે તેઓને ધારણ કરી રાખવા અને જરૂર પડવાથી કામમાં લગાડવાનું સ્મરણ વૃત્તિનું કામ છે. આ બે જાતના કામને લીધે કેટલાકો સ્મરણ શક્તિને બે ભાગમાં વહેંચે છે. જેવા શક્તિથી ભાવો મનમાં સંચિત તથા સંરક્ષિત થાય છે, તેને ધારણા અને જેનાથી તે ભાવો કાર્ય કાલે મનમાં ઉદય પામે છે તેને અનુસ્મરણ કહે છે. જયારે પુસ્તક વગેરે વાંચ્યાથી અથવા ગુરૂ ઉપદેશ સાંભળ્યાથી નવા નવા ભાવો મનમાં આવે ત્યારે ધારણા શક્તિ તેઓને મનમાં સાચવે છે અને લખવાની વેળાએ તથા વાતચીત કરતી વેળાએ અનુસ્મરણ શક્તિ કુશના ઉપયોગી થાય છે. સ્મરણ વૃત્તિ પણ બીજી વૃત્તિયોની પેઠે અભ્યાસથી વધે છે. જયારે જે વિષય હાજર થાય, ત્યારે તેના ઉપર જેટલું વધારે મન લગાડવામાં આવે તેટલો વધારે વખત સુધી તે વિષય યાદ રહે છે. બાળકો કુદરતી ઘણુંજ ચંચળ હોય છે, એટલા માટે તેઓના

ઉદાસીનપણુ ઉપજે છે. વળી વારંવાર અથવા વધારે વખત સુધી એક વિષયનો પાઠ કરાવ્યાથી સુન્દર પ્રકારે મતલબ નહિ જણાયાથી, શરીરની પીડા અથવા મનનો ઉદ્વેગ થયાથી પાઠમાં બાળકોને આનંદ ઉત્પન્ન થતો નથી. ને પાઠથી આનંદ ઉપજે નહિ તેમાં લક્ષ પણ રહેતું નથી.

**પદાર્થસંગ્રહ.**—બહારની વસ્તુની સાથે ઇન્દ્રિયોનો સંયોગ થયાથી ઇન્દ્રિયનો એક જાતનો ભાવાન્તર થાયછે. કેટલાકો તે ભાવાન્તરને ઇન્દ્રિય-ગૃહ કહેછે. ને માનસિક વૃત્તિથી તે ભાવાન્તર અથવા શરીરમાં કોઈ ભાગનો ભાવ વિશેષનું જ્ઞાન તથા બહારની વસ્તુનું જ્ઞાન ઉત્પન્ન થાય તેને પદાર્થસંગ્રહ કહેછે, મગજ તથા સ્નાયુથી પદાર્થગ્રહ વૃત્તિના કાર્યો થાયછે, પણ કેવી રીતે થાયછે તે હજી સુધી નક્કી થયું નથી. પદાર્થના પ્રત્યે જેટલું દૃઢ અંતીપણુ રાખવામાં આવે તેટલું પદાર્થ જ્ઞાન વિશદ તથા વિશુદ્ધ થાયછે. પદાર્થ જ્ઞાનના સિવાય મનમાં ઘણું કરીને કોઇ ભાવનો ઉદય થતો નથી; આ જ્ઞાનથી જૂદાં જૂદાં ભાવનો ઉદય ન થવાથી મનની બીજી વૃત્તિયોનું કામ થવું સંભવતું નથી. મનમાં પહેલો સ્મરણીય વિષયનો ઉદય નહિ થવાથી સ્મરણ શક્તિની ચાલના કેવી રીતે સંભવે? એટલા માટે પહેલુંજ શિક્ષણ આપતી વેળાએ પદાર્થગ્રહ વૃત્તિની ચાલનાના ઉપર નજર રાખવી એ સર્વ રીતે કર્તવ્ય જણાય છે.

**અનુભવ.**—બહારની વસ્તુઓ પ્રત્યક્ષ થયાથી પદાર્થગ્રહ વૃત્તિનું કાર્ય થાયછે, તે પદાર્થો અપ્રત્યક્ષ થયાથી તે વસ્તુ સંબંધી મનના ભાવો ફરીથી ઉત્પન્ન થઇને વાચનિક અથવા લિખિત વર્ણનનો આધાર પકડીને વર્ણવેલા વિષયનો ભાવ એકઠો અને એકીવારે અનુધ્યાન તથા કલ્પના વૃત્તિની ચાલનાથી કોઈ નવા ભાવનો સંગ્રહ કરવો એ અનુભવ વૃત્તિનું કામ છે. બહારની વસ્તુના ઉપર જેવા પદાર્થગ્રહ વૃત્તિનાં કામો થાયછે, તેવા મનના વ્યાપારનું જ્ઞાન અનુભવથી થાય છે, જે વસ્તુ નથી તેનો

મળતીને રાખવામાં આવે તો સ્મરણ શક્તિને ઘણીજ મદદ મળેછે.

જૂદા જૂદા વિષય સમજવાની વેળાએ તેઓની જાતિ તથા પંક્તિ ધીરે ધીરે વિભાગ કરીને રાખ્યાથી મનમાં જે ભાવો ઉદય થાય તેનાથી અને તર્ક શક્તિની ચાલનાથી સ્મરણ શક્તિને ઘણી મદદ મળે છે.

દ્રવ્ય, ચિત્ર તથા ક્રિયા દેખાડીને મનમાં જે ભાવો ઉદય પામે તે ઘણા કાલ સુધી યાદ રહે છે.

ઉપદેશ આપતી વેળાએ એક નિયમ તથા ક્રમ પકડીને ચાલવાથી સમજાવેલા વિષયો ઘણા કાલ સુધી યાદ રહે છે.

જે વિષય પોતે લખેછે તે વધારેવાર સુધી સ્મરણમાં રહે છે.

ભય દેખાડવાથી સ્મરણ શક્તિ દુર્બળ થઈ જાય છે.

નિત્ય જે બનાવો અથવા જે વસ્તુઓ સામે આવેછે તેનું વિસ્તારપૂર્વક વિવેચન કરીને તે વિષયનું વર્ણન લખ્યાથી સ્મરણ શક્તિની ચાલના થાયછે.

**કલ્પના.**—સ્મરણ શક્તિથી મનમાં જે ભાવો એકઠા થાય છે તેમાંના કેટલાકને પોતાની ઇચ્છા પ્રમાણે સંયોગ કરીને એક નવો વિષય બનાવવો તે કલ્પના શક્તિનું કામ કહેવાય છે. તે નવી વસ્તુ જો અસંભવ તથા અનૈસર્ગિક એટલે અકુદરતી ન હોય તો તેની ચર્ચાથી અન્તઃકરણ અપૂર્વ આનન્દરસથી ભરપૂર થાય છે. જૂદાં જૂદાં માણસોમાં જે જે અસાધારણ ગુણો નજરે પડે છે, તે સઘળા ગુણો એકઠા કરીને એક સંપૂર્ણ નિર્મળ ચરિત્ર માણસનું વર્ણન કરવું એ કલ્પનાનું કામ છે. તેવી જાતના માણસો કદી તેઓની આંખે પડતાં નથી, કેવળ રચનારની કલ્પના શકિત બનાવટ માત્ર હોયછે. એવા સુનિર્મળ માણસનું ચરિત્ર વાંચ્યાથી કેવળ નિરૂપમ આનન્દ મળેછે

ચિત્તને સ્થિર કરવા માટે નવા નવા પદાર્થોનો ઉપદેશ આવવો જોઇએ. તેઓ એક વિષયમાં ઘણો વખત સુધી મન લગાડી શકતા નથી, તેઓને જો એક વિષયપર વધારે વખત સુધી રોકી રાખવાનો યત્ન કરવામાં આવે તો તેઓ જલદીથી થાકીને અસુખ અનુભવ કરશે. ઘણાક શિક્ષકો બાળકનો આ સ્વભાવ નહિ જાણ્યાથી તેને એક વિષયમાં વધારે કાલ સુધી લગાડે છે, તેનાથી ઘણી ખરાબી નીપજે છે. ઉમ્મર વધવાની સાથે બાળકના સ્વભાવનું ચંચળપણું ઓછું થતું જાય છે, એટલા માટે શિક્ષકે ઉમ્મરનો વિચાર કરીને છોકરાંને ધીરે ધીરે એક વિષયમાં વધારેવાર સુધી લગાડી રાખવા જોઇએ. પરંતુ સર્વદા એક વિષયમાં લાગેલા રહેવાથી બાળક, જુવાન તથા વૃદ્ધો ઘણાં કંટાળેલાં જણાય છે. એટલા માટે તેમ ન કરતાં વચ્ચે વચ્ચે વિશ્રામ આપીને અથવા બીજા કામમાં લગાડીને જો પછી પહેલા કામમાં લગાડવામાં આવે તો તેનાથી સવિશેષ મન લાગે છે, તેથી તે વધારે કાલ સુધી યાદ રહે છે.

જ્યારે ભાવો મનમાં પહેલાં ઉદય થવાનો આરંભ થાય, ત્યારે તેઓ એક બીજાની સાથે એક રીતે જોડાયલા રહે છે કે એક ભાવ ઉદય પામવાથી તેની સાથે બીજા તેના સંબંધના બીજા ભાવો ઉદય થાય છે; મનના ભાવના ભાવનો એક બીજાની સાથના એવા સંબંધને ભાવસંસર્ગ કહે છે. આ ભાવસંસર્ગથી યાદદાસ્ત વૃત્તિને ઘણીક મદદ મળે છે.

જે જે ઉપાયથી સ્મરણ શક્તિની ચાલના તથા મદદ મળે છે તેના ઉપર નજર રાખીને ઉપદેશ આપવો જોઇએ, એ વાસ્તે તે ઉપાયો નીચે લખવામાં આવે છે.

યથાયોગ્ય યુક્તિ અવલંબીને જો મનના ભાવો ધીરે ધીરે સ-

કાવ્ય તથા કાલ્પનિક નવલ કથા વગેરે વાંચવાથી કલ્પના શક્તિની ઉત્તમ પ્રકારે ખીલવણી થાય છે અને તેનાથી તેની તેજસ્વિતા વધેછે.

વિવેક.—દ્રવ્ય, ગુણ, ક્રિયા તથા મનના ભાવનું એક બીજાની સાથે સરખાપણું, જૂદાપણું, કાર્ય કારણ ભાવ વગેરે સંબંધનો નિર્ણય કરીને સત્ય અસત્ય તથા કર્તવ્ય અકર્તવ્ય નક્કી કરવું એ વિવેક શક્તિનું કામ છે. આ વિવેક શક્તિ જૂદાં જૂદાં માણસોમાં વધતી ઓછી જોવામાં આવે છે. કેટલાક માણસોનો એવો સ્વભાવ હોય છે કે તેઓ ખોટા વિચારને તાબે ન થતાં સ્થિર ચિત્તથી બધા વિષયનું તત્ત્વ નક્કી કરીને કરવું અથવા ન કરવું એ સ્થિર કરે છે. તેઓએ એક વાર જે મત પકડયોછે તે એકદમ છોડતા નથી. પણ જો કોઈ તેઓના પકડેલા મતની વિરૂદ્ધ બોલે તો તે સાંભળવાને પરાંઙ્મુખ થતા નથી અને પોતાનો મત જો ભૂલવાળા તરીકે જાણી શકે તો તે છોડવાને પાછાં હઠતા નથી. આ માણસોને વિવેક શક્તિથી ચલાયમાન તરીકે બતાવી શકાય. બીજા કેટલાક માણસો આળસુ હોવાને લીધે, સ્વભાવના દોષને લીધે, અથવા કેળવણીના દોષને લીધે ઘણી વિવેચના તથા આગળ પાછળનો વિચાર ન કરતાં કરવું કે નહિ કરવું એ નક્કી કરે છે, તેઓને અવિવેકી તથા સારાસાર વિચાર વગરના કહેવાય છે. આવા માણસોમાં વળી બે જાતના માણસો જોવામાં આવે છે. કેટલાક માણસો પોતાના મતથી વિરૂદ્ધ કોઇ વિષય જાણતાજ પહેલાંનો મત છોડીને બીજો મત ધરે છે, તેઓના કામનું તથા મતનું નક્કીપણું તથા મજબુતાઇ હોતી નથી. બીજા કેટલાક અવિવેકી માણસો પોતાના પહેલાના મતના ઘણાજ પક્ષપાતી થઇને તેના વિરૂદ્ધમાં કંઈ સાંભળતા નથી, અને પહેલાંનો મત છોડવાના પુષ્કળ કારણો હોવા છતાં પણ કોઈ રીતે તે છોડવામાં સમર્થ તથા યત્નવાન થતા નથી.

એટલુંજ નહિ, પણ ઘણાકોને તેનું અનુકરણ (નકલ) કરવાની પ્રવૃત્તિ ઉત્પન્ન થાય છે. તેના યોગે આ એક મહાન્ ઉપકાર લાભ થાય છે કે, લોકોને સદાચરણ કરવાનો અભ્યાસ તથા તેને લીધે જગતની શ્રીવૃદ્ધિ થવાની સંભાવના થાય છે. ગયલા વિષયને યાદ રાખવા એ સ્મરણ શકિતનું કામ છે. પણ ગયલા, આવતા, અને હાલના વિષય ઉપર કલ્પનાનું કામ થાય છે. કલ્પના શકિતથી સર્વને બીજાની અવસ્થામાં પોતાને અવ્યવસ્થિત સમજીને તેઓના સુખઃદુખાદિ યથાર્થ રૂપથી અનુભવ કરવામાં સમર્થ થાય છે. એવી સહાનુભૂતિ તેજસ્વિની થયાથી લોકો સારી વૃત્તિથી ચાલિત થઇને સારાં કામોમાં લાગે છે અને પ્રફુલ્લીત ચિત્તથી જનમંડળના નિયમ પાળે છે.

શિલ્પ તથા વિજ્ઞાન શાસ્ત્રના અભ્યાસથી અપૂર્વ આનન્દ અનુભવ થાય છે, તેનું મૂળ કારણ કલ્પનાજ છે. વળી પહેલેથી યથાયોગ્ય વિષયમાં કલ્પનાને પ્રેરણા કર્યાથી ઉત્તમ રસજ્ઞતા તથા નિયમના ઉપર ચાહ ઉત્પન્ન થાય છે. પણ વિવેક શકિતને તાબે થઇને કલ્પના વૃત્તિને ઉત્તમ વિષયપર પરિચાલિત ન થયાથી તેનાથી ઘણુંજ નુકસાન થાયછે. કલ્પના વૃત્તિને તાબે થઇને ધન, પદ, માન, ગૌરવ તથા સુખ વગેરે અસંભવ આશા રાખીને જો મન સદા અહિંયો તહિં દોડે તો ધીરે ધીરે વિવેક બળ વિનાનો થાય છે અને સંસારના ખરેખરા વિષય ઉપર મન ન લગાડતાં સદા કાલ્પનિક વિષયમાં મગ્ન થાય છે. આવી રીતે કલ્પનાવૃત્તિ તેજસ્વિની થયાથી મનુષ્ય વિવેકશૂન્ય થઇને એક રીતે ઉન્મત્તિના જેવો થઇ જાય છે.

કુદરતની ખુબસુરતી અને શિલ્પવાળા અદ્ભુત પદાર્થ જોવાથી અને મોટા માણસોની હદ વગરની દયા તથા મહાન ગુણોનાં કાર્યોનું વર્ણન, સુવિખ્યાત મહાન પુરૂષોના જીવન ચરિત્ર, ઇતિહાસ,

કાંવ્ય તથા કાલ્પનિક નવલ કથા વગેરે વાંચવાથી કલ્પના શક્તિની ઉત્તમ પ્રકારે ખીલવણી થાય છે અને તેનાથી તેની તેજસ્વિતા વધેછે.

વિવેક.—દ્રવ્ય, ગુણ, ક્રિયા તથા મનના ભાવનું એક બીજાની સાથે સરખાપણું, જૂદાપણું, કાર્ય કારણ ભાવ વગેરે સંબંધનો નિર્ણય કરીને સત્ય અસત્ય તથા કર્તવ્ય અકર્તવ્ય નક્કી કરવું એ વિવેક શક્તિનું કામ છે. આ વિવેક શક્તિ જૂદાં જૂદાં માણસોમાં વધતી ઓછી જોવામાં આવે છે. કેટલાક માણસોનો એવો સ્વભાવ હોય છે કે તેઓ ખોટા વિચારને તાબે ન થતાં સ્થિર ચિત્તથી બધા વિષયનું તત્વ નક્કી કરીને કરવું અથવા ન કરવું એ સ્થિર કરે છે. તેઓએ એક વાર જે મત પકડયોછે તે એકદમ છોડતા નથી. પણ જો કોઈ તેઓના પકડેલા મતની વિરૂદ્ધ બોલે તો તે સાંભળવાને પરાંમુખ થતા નથી અને પોતાનો મત જો ભૂલવાળા તરીકે જાણી શકે તો તે છોડવાને પાછા હઠતા નથી. આ માણસોને વિવેક શક્તિથી ચલાયમાન તરીકે બતાવી શકાય. બીજા કેટલાક માણસો આળસુ હોવાને લીધે, સ્વભાવના દોષને લીધે, અથવા કેળવણીના દોષને લીધે ઘણી વિવેચના તથા આગળ પાછળનો વિચાર ન કરતાં કરવું કે નહિ કરવું એ નક્કી કરે છે, તેઓને અવિવેકી તથા સારાસાર વિચાર વગરના કહેવાય છે. આવા માણસોમાં વળી બે જાતના માણસો જોવામાં આવે છે. કેટલાક માણસો પોતાના મતથી વિરૂદ્ધ કોઇ વિષય જાણતાજ પહેલાંનો મત છોડીને બીજો મત ધરે છે, તેઓના કામનું તથા મતનું નક્કીપણું તથા મજબુતાઇ હોતી નથી. બીજા કેટલાક અવિવેકી માણસો પોતાના પહેલાના મતના ઘણાજ પક્ષપાતી થઇને તેના વિરૂદ્ધમાં કંઈ સાંભળતા નથી, અને પહેલાંનો મત છોડવાના પુષ્કળ કારણો હોવા છતાં પણ કોઈ રીતે તે છોડવામાં સમર્થ તથા યત્નવાન થતા નથી.

આ બે જાતના અવિવેકી માણસોના દોષ લાંબા વખતના અભ્યાસથી ધીરે ધીરે કાયમ થયાથી તે મૂળમાંથી ઉખેડવા ભારે પડે છે. વળી એઓમાંથી પહેલાં અવિવેકીના દોષ પોતાનો યત્ન અને ઉત્તમ શિક્ષણથી થોડે દૂર થાય છે, પણ છેલ્લા માણસના દોષ સુધારવા એ ઘણુંજ કઠણ પડે છે.

બીજી વૃત્તિયો પહેલાં ન ખીલ્યાથી વિવેક વૃત્તિ ખીલતી નથી. આ વૃત્તિની ચાલના બીજી વૃત્તિને આધારે છે. એ વાસ્તે ખંતીપણાથી જેટલા વિષયની ચર્ચા કરાય છે, પદાર્થગ્રહ તથા અનુભવ વૃત્તિથી મનમાં જેટલા વધારે ભાવ એકઠા થાય છે, જેટલા સ્મરણ શક્તિથી ભાવ મનમાં સંચિત થાય અને કલ્પનાથી જેટલા નવા નવા વિષયો ઉત્પન્ન કરી શકાય, વિવેક શક્તિ તેટલી ભૂલ વગરની, સૂક્ષ્મ અને વિશદ થાય છે. અભ્રાન્ત વિવેક શક્તિથી નીતિ શિક્ષણમાં ઘણી મદદ મળે છે. તેનાથી સત્ય અસત્ય, ધર્મ અધર્મ જાણવાની શક્તિ ઉત્પન્ન થાય છે. તેનાથી જ્યાં, જે હાલતમાં જેવા ઉપયોગ તથા વ્યવહાર કરવા જોઇએ તેની સમજણ પડે છે. તેના યોગે જે વસ્તુ જેવી છે તેવી રીતે તેને જોવી, જેવી રીતનો ગૌરવ હોય તેને તેવી રીતે માન આપવું અને સર્વના ઉપર યથાયોગ્ય રીતે ધ્યાન આપવાનો અભ્યાસ થાય છે. એટલા માટે સારી વિવેક શક્તિ હોવાથી એ કામ પ્રબલ રાગ દ્વેષાદિ ઉદિત થઇને મનની સમતા તથા ધૈર્યગુણનો નાશ કરવામાં સમર્થ થતા નથી. જો ભૂલ પ્રમાદ વિનાનો વિવેક ન હોય તો સ્મરણ કલ્પના વગેરે બુદ્ધિ વૃત્તિયોની ફળની ઉત્પત્તિ થતી નથી અને માણસ, ખોટા વિચારો તથા રિપુઓના વશીભૂત થઇને સર્વદા વિપદ સાગરમાં ડૂબે છે.

---

# અવસ્થાને અંગે કેળવણી.

## કૌમારાવસ્થા.

કૌમારાવસ્થામાં ઇન્દ્રિયોને પોતે પોતાના વિષયમાં લગાડીને તેઓને ખરે રસ્તે દોરવી એ મનુષ્યનું મોટામાં મોટું કામ છે. આ અવસ્થાની આખરે પદાર્થગ્રહ વૃત્તિ ચલિત થઇને કંઇક બળવાન થાય છે અને અનુભવ વૃત્તિ પણ પ્રકાશિત થાય છે. એ વેળાએ જ્ઞાનનો આધાર મસ્તક સંપૂર્ણ અવસ્થામાં હોતું નથી તેથી વધારે નિયમિત શિક્ષણ આપવું ન જોઇએ. બોલતા અથવા ઘણું કરીને જે વસ્તુ જો ના હોય તેઓનાં નામ શીખવી શક્યાથી એ અવસ્થાની શિક્ષા પૂરી થાય છે.

## બાલ્યાવસ્થા.

બાલ્યાવસ્થામાં અનુભવ વૃત્તિ વધારે બળવાન તથા પુષ્ટ થાય છે અને તર્ક શક્તિનો પ્રથમ પ્રકાશ થાય છે. પહેલાના કરતાં આ વેળાએ ઇન્દ્રિયોની શક્તિ તથા તેજ વધે છે, અને પહેલાં કોઈ વિષયમાં મંડી રહેવાની ઇચ્છા થતી નહોતી, હાલ તે ઇચ્છા થાય છે. આ અવસ્થાની શરૂવાતમાં જે વિષયની કેળવણી લેવામાં ખુશી ન થાય તે વિષયનો ઉપદેશ આપવો નહિ જોઇએ અને પરિભાષિક શબ્દ પણ શીખવવા નહિ. સાધારણ રીતે સરળ વાક્ય રચના, વસ્તુ વિચારના પાઠ, અત્યાશ્ચર્ય કુદરતના બનાવોના ઉપદેશ, ચિત્રો દેખાડીને પાઠ આપવા, આંખના પદાર્થો દેખાડીને સંખ્યા ગણવા વગેરે અને મોઢાના હિસાબ શીખવ્યાથી આ અવસ્થાની શરૂવાતની કેળવણી પૂરી થાય છે. ત્યાર પછી જ્યારે આ અવસ્થાની આખરે કલ્પના

અને તર્ક શક્તિ પ્રકાશિત થાય ત્યારે ઉપલા વિષયો વિસ્તારપૂર્વક શીખવવા, બીજ ગણિત, ક્ષેત્રફળ, વ્યાકરણ, પદાર્થવિદ્યા, ભૂગોળ અને ઇતિહાસ સંબંધમાં થોડા અને સહેલા પાઠ આપવા જોઇએ.

## કૈશોરાવસ્થા.

કૈશોરાવસ્થામાં જ્ઞાન અને તર્ક શક્તિ આગળના કરતાં ઘણી વધારે છતાં પદાર્થગ્રહ અને અનુભવ વૃત્તિયોનું ઉપરીપણું રહે છે. તર્ક શક્તિની મદદથી બીજી વૃત્તિનું તેજ વધે છે પરંતુ અનુધ્યાનવૃત્તિ ઉત્તમ પ્રકારે ખીલેલી પ્રકાશિત થતી નથી. આ વેળાએ મન લગાડીને વધારે વાર સુધી એક વિષયમાં લાગી રહી શકે છે. એટલા માટે જેથી તેનો અભ્યાસ થાય એવું કરવું જોઇએ. પહેલી અવસ્થાની અંતે જે જે વિષતું જ્ઞાન થયું હોય તે તે વિષયો હમણાં સુપદ્ધતિ પૂર્વક વિસ્તારિત રૂપથી શીખવવા જોઇએ.

## નવયૌવનાવસ્થા-

નવયૌવનાવસ્થામાં સઘળી માનસિક વૃત્તિયો સંપૂર્ણ રીતે ખીલે છે. આ અવસ્થામાં બીજા છોકરાંની જોડે પરીક્ષા આપીને સુન્દર રૂપે પાસ થયાથી પ્રશંસા તથા ઇનામ મળશે આવા ઇરાદાથી ઉત્સાહિત થઇને એકાગ્રચિત્તથી સર્વ કામોમાં પોતાની શક્તિ મુજબ પ્રવૃત્ત થવું ઉચિત છે. જો પહેલી અવસ્થામાં યથા નિયમથી કેળવણી અપાઇ હોય તો હમણાં સર્વ વિષય સુપદ્ધતિથી સંપૂર્ણ રીતે શિક્ષા મેળવી એ જરૂરતી અને જેમાં આનન્દની સાથે કર્તવ્યકર્મનું અનુષ્ઠાનમાં લાગવાનો અભ્યાસ થાય એવું કરવું જોઇએ. બીજું, ભવિષ્યમાં જે ધંધો પકડીને પોતનો નિર્વાહ કરવો હોય તેની હમણાં કેળવણી લેવી જોઇએ

# બાળકની વૃતિયો શું શીખવે છે ! અને બાળકને માટે શું કરવાનું કહે છે.

ફ્રેડરિક ફ્રબલ કહે છે કે " બાળકનું કેવું ઉછળતું જીવન ! શો અગાધ આનંદ શી અસીમ પ્રવૃતિ ! કેવો શારીરિક શક્તિનો આવિર્ભાવ ? કેવો બાહ્ય અને આંતર જીવનનો સુયોગ ! શું સુખ, શું આરોગ્ય, શું બળ ?

" પણ મારે જરા બારીકીથી જોવું જોઇએ, આ બાળકો કરે છે શું ? હવા તેમના કોલાહલ અને હર્ષનાદથી ગાજી રહે છે. કેટલાએક એક દડાની પાછળ દોડે છે અને કૂદે છે; કેટલાક વખોટાની કમાનમાંથી લખોટા પાડવાને મથે છે, કેટલાએક પોતાની લાકડીઓ સાથે સરત ચાલતી હોય તે પ્રમાણે દોડે છે; અને કેટલાએક એક બીજાના ખભા પર હાથ નાખીને ધીમે ધીમે ફરે છે, અને કંઈ બહુ જ રસિક વિષય ઉપર વાતચીત કરે છે.

" હું તેમના શબ્દો સાંભળું છું. તેમાં સરખાવતા આનંદ બુદ્ધિ, અને પ્રસંગોપાત પરિહાસ પણ સ્ફુરિત થાય છે.

" પણ પેલી તરફ છોકરાનું એક ટોળુ મળેલું દેખાય છે. તેઓ કંઈ વસ્તુ આતુરતાથી તપાસતા હોય એમ લાગે છે. તે શું છે ? હવે દેખાયું કે એક છોકરો પોતાના ગજવામાંથી કંઈક ફળ કાઢે છે, અને પોતાના સોબતીઓને બતાવે છે. બીજાઓ તે જુએ છે અને પ્રસન્ન થાય છે. એ ફળ નવું છે. તેઓ તેને દાબી, સૂંધી અને ચાખીને તે સંબંધી વધારે માહિતી મેળવવાને ઉત્સુક છે. મા

તે તેમના હાથમાં આપે છે, તેઓ દાબે છે, અને સૂંઘે છે, પણ ચાખતા નથી. માલેકને તેઓ તે પાછું આપે છે, તેનો હક બધા સ્વીકારે છે. કોઇ ચાખવા માંડે છે, અને બીજાઓ તેના તરફ આતુરતાથી જોઈ રહે છે. તેના ચહેરાપરથી જણાય છે કે સ્વાદ સારો છે; તેની આંખમાં સંતોષ ઝળકે છે. બીજાઓ એ સંતોષ મેળવવાની ઇચ્છા કરે છે.

"તે તેમની ઈચ્છા જુએ છે, ફળના કકડા કરે છે, અને તેમને વહેંચી આપે છે. તેમના આનંદથી તેનો પોતાનો આનંદ પણ વૃદ્ધિ પામે છે. એકાએક મેદાનના બીજા ભાગમાં કંઈ કોલાહલ થતાં બધાનું ધ્યાન તે તરફ ખેંચાય છે; અને તેઓ વિખેરાઈ જાય છે.

"હવે આ બધી પ્રવૃત્તિનું તાત્પર્ય શું છે તે વિચારવું જોઇએ. મને તેમાં ઘણું ઊંડું તાત્પર્ય દેખાય છે.

"(૧) પ્રથમ તો એ કે શરીર, બુદ્ધિ અને નીતિ એ ત્રણ પ્રકારની શક્તિઓનું સંવર્દ્ધન અને વિસ્તરણ થાય છે. અવયવો, ઇન્દ્રિયો, ફેંફસા, જીહવા, બુદ્ધિ, હૃદય બધાં પ્રવૃત્ત થાય છે.

"(૨) બીજું એ કે ચંચળતા અથવા ક્રિયા એ આ શક્તિ-સંવર્દ્ધનનું સામાન્ય લક્ષણ છે.

"(૩) ત્રીજું એ કે સ્વપ્રવૃત્તિ અથવા નિયંત્રણ મોક્ષ એ ચંચળતાનું પ્રેરક અને નિયામક કારણ છે.

"(૪) ચોથું એ કે નિયંત્રણ મોક્ષ અને ચંચળતાનો શુભ યોગ થવાથી સુખનો પ્રાદુર્ભાવ થાય છે. કરવાની ઇચ્છામાંથી ક્રિયા ઉદ્‌ભવે છે; ક્રિયાથી ફરી કરવાની ઇચ્છા ઉત્તેજિત થાય છે.

"(૫) પાંચમું એ કે ઉત્પન્ન થતા સુખનો ઉત્પાદક કારણના ગૌરવપર આધાર નથી. એક લાકડીનો કકડો, કે એક પથ્થર કે

એક સફરજન, કે એક લખોટાથી પણ એટલી પ્રવૃત્તિ થાય છે કે જાણે તે પરમ મૂલ્યવાન વસ્તુ હોય. તેના પર જે ક્રિયા થાય છે તેથી જ તે આનંદદાયક થઈ પડે છે.

" (૬) છઠ્ઠું એ કે આ સ્વપ્રવૃત્તિથી સંતોષ થાય તે એટલામાટે કે એ બાળકોના પોતાના પ્રયાસનું પરિણામ છે. જે કંઈ તેઓ પોતે અને પોતાને માટે કરે છે, તેમાં તેમનો પોતાનો અનુભવ હોવાથી તેમને રસ લાગે છે. બીજાઓ તેમને માટે જે કંઈ કરે છે તેમાં તેમને તેવો રસ પડતો નથી. ગમે તેવા હેતુથી પણ કોઈ માણસ જો તેમની સ્વપ્રવૃત્તિમાં પ્રતિરોધી કરે, તો તેમની શક્તિઓ જડ થાય છે, અને તેઓ નાખુશ થાય છે.

" જે નિસ્સીમ પ્રવૃત્તિનું હું દર્શન કરૂં છું તેનું તાત્પર્ય મને આ પ્રમાણે સમજાય છે. પણ દેખાવ હું જોઉં છું તેને મારે શું નામ આપવું ? તેને મારે રમતનું જ નામ આપવું જોઇએ. તેટલા માટે રમત એ બાળકની સ્વપ્રવૃત્તિ છે, અને તે સ્વાભાવિક રીતે જ બાળકના સુખમાં પરિણામે છે. રમત એ નિયંત્રણ મુક્ત બાળકનું સ્વાભાવિક અને યોગ્ય કર્તવ્ય છે. જે બાળક રમતું નથી, તેનામાં કંઈક ખામી છે. તેની ઇન્દ્રિયો, અવયવો અથવા આરોગ્યમાં કંઈક અપૂર્ણતા છે. નીરોગી બાળક રમ્યા કરે છે; હમેશાં રમ્યા કરે છે: રમ્યા વગર તેનાથી રહેવાતું નથી.

" પણ શું આ રમતની વૃત્તિનું કંઈ વધારે ઉંડું તાત્પર્ય નથી ? શું પરમેશ્વરે માત્ર વખત ગાળવાને અને નિષ્ફળ વ્યાયામ માટે જ તેની યોજના કરી છે ? નહિ ! એ સ્પષ્ટ છે કે તે બાળકની બધી શક્તિઓના વિકાસનું સાધન છે. રમતથી જ બાળક પોતાના અવયવોનો ઉપયોગ કરતાં શીખે છે; અને એ ઉપયોગથી જ આરોગ્ય

અને બળ મેળવે છે. રમતથી જ તે બાહ્ય પદાર્થના ગુણો; તેમનો અને પોતાનો સંબંધ, ઈત્યાદિનું જ્ઞાન મેળવે છે, અને એ જ્ઞાન તેના બધા જ્ઞાનનો પાયો છે. બીજાની સાથે રમત કરતાં તે નીતિના સંબંધો પણ શીખે છે; તે જાણે છે કે તેનાથી એકલા રહેવાય તેમ નથી, અને પોતાના હક જાળવવા હોય તો બીજાના હકો જાળવવાની જરૂર છે. વળી રમતમાં અને રમતદ્વારા તે ઉદ્દેશને સમજે છે. તેવાં સાધનો યોજતાં અને શોધતાં, જોડતાં, બાંધતાં, અને શબ્દો વાપરતાં શીખે છે. રમત એ આ પ્રમાણે બાળકના સમગ્ર ખીલવણીનું સાધન છે, અને પોતાનામાં જ તેની પરિણુતિ થતી નથી.

"પણ જે સાધનથી આવાં પરિણામ નીપજે છે તે શિક્ષણ સાધન છે; માટે રમત એ કેળવણી છે, અને એ કેળવણી એવા પ્રકારની છે કે જેનો સાધારણ શિક્ષણપર આધાર નથી; બાળક પોતાને માટે અને પોતાની મેળે મેળવે છે. મારા અવલોકનનું તત્વ એ છે કે બાળક પોતે જ પોતાની બધી સ્વાભાવિક શક્તિઓની સ્વપ્રવૃત્તિથી તેમને ભવિષ્યના ઉપયોગ માટે પ્રસ્ફુરિત અને સમર્થ કરે છે. તે પોતે પોતાને કેળવે છે.

"પણ ત્યારે હું કે જે જન સમાજ તરફથી શિક્ષક નિમાયલો છું તેને આ બાળકના સ્વભાવના જ્ઞાનમાંથી શું મળ્યું ? એટલું જ કે મારે તેમને એ સ્વભાવને અનુસરીને કેળવણી આપવી જોઇએ. માટે શરૂ થયલી પ્રવૃત્તિ બદલવાને બદલે જારી રાખવી જોઇએ; તે ઉપરથી લક્ષિત થતા સિદ્ધાંતો સ્વીકારવા જોઇએ; અને મારા પોતાના નિયમો તેને અનુસરીને નિર્ણીત કરવા જોઇએ. વિશેષે કરીને જે ચંચળતા બધા લાભનું મુખ્ય કારણ છે તેને મારે અક્ષત રાખવી જોઇએ; અને તેને માટે નવા પ્રદેશો અને દિશાઓ તૈયાર કરીને

તેને ઉત્તેજિત કરવી જોઇએ. રમત એ બાળકોની કેળવણી છે; પણ તેમાં કેળવણી સમાપ્ત થતી નથી. તેની જીંદગી બધી રમતથી પૂરી થવાની નથી.

"ત્યારે હાલ પણ તેની રમતને કામનું રૂપ આપી શકાય કે નહિ? કામ પણ એવું કે જે રમત જેવું લાગે, એ જ વૃત્તિથી ઉત્પન્ન થાય, અને એ જ શક્તિયોને કસરત આપે? રમત એ લક્ષ વગરની અનિયમિત કેળવણી છે. એથી પાયો નંખાય છે; પણ ઉપલી રચના થતી નથી. રમતને એવી વ્યવસ્થિત કરવી જોઈએ કે જેથી ઉપલી રચના મૂળના પાયાને અનુરૂપ થાય.

"હું જોઉં છું કે આ છોકરાંને ચલનવલન ગમે છે; તેઓ નિરંતર ચાલતાં અથવા દોડતાં, કૂદતાં અને ચોતરફ અવયવો ફેરવતાં હોય છે, અને તેમને તાલબદ્ધ ગતિથી મઝા પડે છે. હું તેને માટે એવાં સાધનો બતાવી શકું કે જેથી પરિણામે તેમની શારીરિક શક્તિ વધે, તેમને અવયવોનો ઉપયોગ કરતાં આવડે; અને તેની સાથે કોઈ વાદિત્રનું આકર્ષણ પણ હું યોજી શકું.

"હું જોઉં છું કે તેઓ પોતાની ઇન્દ્રિયો વાપરે છે, પણ માત્ર પરિવેષ્ટ નથી. જરૂર પડે ત્યારે જ અને તેટલા માટે અપૂર્ણ રીતે વાપરે છે. હું ઇન્દ્રિયોની નિયમિત કેળવણી માટે યોજના કરી શકું કે જેથી તેમની દર્શન, શ્રવણ અને સ્પર્શની શક્તિ વધારે ચપળ થાય. હું સ્થૂલ આંખને રંગના સૂક્ષ્મ ભેદો ઓળખતાં અને જડ કાનને સ્વરના સૂક્ષ્મ ભેદો સમજતાં શીખવી શકું.

"હું જોઉં છું કે તેઓ અવલોકન કરે છે; પણ તેમનાં અવલોકનો પ્રાયશઃ ક્ષણિક અને અસ્પષ્ટ તથા પ્રમાણમાં નિષ્ફળ હોય છે, હું તેમની જિજ્ઞાસા અને કુતૂહલ ઉત્તેજિત કરીને તેમને ધ્યાન એ-

સાડતાં અને અવલોકન કરતાં શીખવી શકું. હું તેમને સ્પષ્ટ અને અસ્પષ્ટ કલ્પના પૂર્ણ અને અપૂર્ણ જ્ઞાનનો ભેદ જાણતાં શીખવી શકું. હું જોઉં છું કે તેઓ શોધ અને સંવિધાન કરે છે, પણ તે ઘણીવાર ખરાબ રીતે અને યોજના વગર કરે છે. હું આ વૃત્તિનો લાભ લઈ શકું, અને તેને નિશ્ચિત પ્રદેશ બતાવી શકું, હું તેમને શોધ કરવાને ઉશ્કેરીશ, અને સંવિધાન માટે કેળવીશ. સાધનો હું સાદાં વાપરીશ; પણ તેને અમુક ઉદ્દેશ માટે સંયુક્ત કરતાં તેઓ પોતાનું આકૃત્તિનું જ્ઞાન વાપરશે એટલું જ નહિ પણ આકૃતિથી શું શું થઈ શકે એ કલ્પના પણ વાપરશે. ઘણી ઘણી રીતે હું તેમને શોધવાને, બાંધવાને, યોજના અને અનુકરણ કરવાને ઉશ્કેરીશ; અને એ પ્રમાણે તેમની સૌષ્ટવ તથા સૌન્દર્યની વૃત્તિને પ્રસ્ફુરિત કરીશ.

"આવી રીતે જ્યારે બધી રમત કામના રૂપમાં પરિણત થાય ત્યારે જ ખરી કેળવણી શરૂ થઈ શકે. આ કલ્પના બાળકોની પાસેથી મળી શકે છે. બાળકો જ તેમને કેમ કેળવવાં એ શીખવે છે."

બીજો એક શિક્ષક કહેછેકે, "વૃદ્ધના હૃદયમાં ઉત્સાહ ક્ષીણ થઇને અંદર ભરાઈ રહે છે, પણ બાળકના હૃદયમાં તે ઉછળતો રહેછે, અને સર્વત્ર પ્રસરેછે. તેનામાં એટલું જીવન દેખાય છે કે તે આસપાસની બધી વસ્તુઓને ચંચળ કરી શકે છે. તે સુધારે કે બગાડે તેની તેને થોડી જ પરવા છે. તેને માત્ર વસ્તુ સ્થિતિ બદલવાથી સંતોષ છે. કારણ કે સ્થિત્યંતર એ એક ક્રિયા છે. તેને ભાંગવા તોડવામાં મઝા પડે છે; તેનું કારણ એમ નહિ કે તેને તોફાન ગમે છે; પણ એટલું જ કે નવી રચનાનું કામ હમેશાં ધીમું હોય છે, અને સંહારનું કામ હમેશાં ત્વરાથી થઇ શકે તેવું હોવાને લીધે તેની ચંચળતાને વધારે અનુકળ છે."

કૉન્ડિયાક કહે છે કે:—" આપણામાં જે શક્તિઓ પહેલવહેલી મજબુત થાય છે તે આપણી ઇન્દ્રિયો છે, તે શા માટે તેમને પહેલવહેલી કેળવવી જોઇએ. પણ તેને જ આપણે ભૂલી જઇએ છીએ. અને તેની જ સર્વથી વધારે અવગણના કરીએ છીએ.

"નાનું બાળક દરેક વસ્તુને અડકવાને આતુર હોય છે, દરેક વસ્તુને હાથમાં લેવાને આતુર હોય છે. આ ચંચળ વૃતિને કદાપિ અટકાવતા નહિ; તેથી તો તેને બધો આવશ્યક અનુભવ પ્રાપ્ત થાય છે. વસ્તુઓને વારંવાર જોવાથી, તેમનો સ્પર્શ કરવાથી અને સાંભળવાથી જ જે પદાર્થોના કદ અને આકાર અને દશ્ય ગુણો સમજતાં શીખે છે, અને દૃષ્ટિનાં પરિણામો સ્પર્શની સાથે સરખાવવાથી અને સ્પર્શનો અનુભવ દૃષ્ટિવડે નિર્ણય કરવાથી જ તે ધીરે ધીરે પદાર્થોની ઉષ્ણતા અને શીતળતા, કઠિણતા, અને કોમળતા, ગુરુતા અને લઘુતા ઓળખવાની શક્તિ મેળવે છે. ઓરડામાં બિલાડી પહેલવહેલી દાખલ થાય છે ત્યારે તે શું કરે છે. તે ચારે બાજુ તપાસે છે; ક્ષણ એક વિરામ લીધા વગર જોયા કરે છે, સૂંઘ્યા કરે છે, અને તપાસ્યા વગર તથા શું છે તે ઓળખ્યા વગર સંતુષ્ટ થતી નથી. બાળક પણ જ્યારે ચાલતા શીખે છે, અને જાણે કે સંસારના મંદિરમાં પ્રવેશ કરે છે, ત્યારે એ જ પ્રમાણે વર્તે છે. તફાવત માત્ર એટલો કે જે દૃષ્ટિ બન્નેને સામાન્ય છે, તેની જોડે બાળક કુદરતે આપેલા હાથનો ઉપયોગ કરે છે, અને બિલાડી પોતાને મળેલી વિલક્ષણ ઘ્રાણેન્દ્રિય વાપરે છે. આ વૃત્તિને જે રીતે કેળવવામાં આવે તે રીતે બાળકો ચંચળ અથવા સ્થૂલ. ચપળ અથવા મંદ, બેભાન અથવા વિચારવંત થાય છે.

"આ પ્રમાણે બાળકનો પહેલો સ્વાભાવિક પ્રયત્ન પોતાના પરિ-

વેષ્ટનનું માપ કરવાનો, અને દરેક વસ્તુમાં જે ગુણો પોતાને જરૂરતા હોય તેની પરીક્ષા કરાવાનો હોય છે; તેથી તેના પ્રથમ અભ્યાસને આત્મ સંરક્ષણ માટેનું સપ્રયોગ પદાર્થ વિજ્ઞાન કહી શકાય. આ અનુભવમાં તે પૂર્ણતા મેળવે, ત્યાર પહેલાં આપણે તેનું ધ્યાન વિચારના વિષયો તરફ દોરીએ છીએ. પણ જ્યાં સુધી તેના કોમળ અને નરમ અવયવો જે પદાર્થોમાં તેને વ્યવહાર કરવાનો છે તેમને માટે યોગ્ય થઈ શકે તેમ છે, અને ત્યાં સુધી તેમની ઇન્દ્રિયો નિર્દોષ અને ભ્રમ રહિત છે, ત્યાં સુધી તો ઇન્દ્રિયોને પોતપોતાનું કામ પૂર્ણ રીતે બજાવતાં શીખવા દેવાનો સમય છે; ત્યાં સુધી તો બાહ્ય વસ્તુઓ સાથે આપણા દશ્ય સંબન્ધો સમજવા દેવાનો સમય છે. જે દરેક વસ્તુ મનમાં પ્રવેશ કરે છે તે ઇન્દ્રિયોદ્વારા જ પ્રવેશ કરી શકે છે, તેટલા માટે મનુષ્યની પ્રથમ વિચાર શક્તિ ઇન્દ્રિયાનુભવ સંબંધી છે; ઇન્દ્રિયાનુભવની વિચાર શક્તિ ઉપર આપણી આંખ એ જ તત્વજ્ઞાનના આપણા પહેલા શિક્ષકો છે. આ અનુભવને સ્થળે પુસ્તકોનો ઉપયોગ કરે છે તેથી આપણે વિચાર કરતાં શીખવતા નથી, તેથી તો આપણે બીજાના વિચારોને વાપરતાં જ રાખીએ છીએ, બીજાની સાખ ઉપર આધાર રાખીને વિચારો લેતા જ શીખીએ છીએ, કશું સમજતાં શીખતા નથી.

" કોઈ પણ કળામાં કુશળતા મેળવવા માટે આપણે પહેલાં તો યોગ્ય હથિયારો મેળવવાં જોઇએ, અને એ ઓજારો સારી રીતે વાપરી શકે તેટલા માટે તે ઘસાઈ ભૂસાઈ ન જાય તેવા મજબૂત હોવા જોઇએ એ પ્રમાણે વિચાર કરતાં શીખવું હોય ત્યારે પ્રથમ તો આપણે અવયવો અને ઇન્દ્રિયોને કેળવવાં જોઇએ, કારણ કે અવયવો અને ઇન્દ્રિયો એ બુદ્ધિનાં ઓજાર છે; અને એ ઓજારોનો

સારી રીતે ઉપયોગ થઈ શકે તેટલા માટે શરીર મજબુત અને નિરોગી હોવું જોઇએ. આ ઉપરથી જોઈ શકાય છે કે માણુસની બુદ્ધિ તેના ઉપરથી સ્વતંત્ર રીતે પ્રસ્ફુરિત થતી નથી, પણ શરીર જેવું સારૂં હોય તે પ્રમાણુમાં જ બુદ્ધિની પ્રવૃત્તિ સરળ અને નિશ્ચિત થાય છે."

---

# યથાયોગ્ય વૃત્તિયોની ચાલના કરવા એજ કેળવણી છે.

જગદીશ્વરે માણુસને સુખી તથા ઉન્નત કરવા માટે કેટલીક સ્વતઃસિદ્ધ બીજા સાધારણુ જીવની વૃત્તિના શિવાય બીજી કેટલીક મનોવૃત્તિઓ આપી છે. એટલા માટે તે વૃત્તિયોની ઉન્નતિ કરવી એ તેનું મોટામાં મોટું કર્તવ્ય કર્મ છે. ઉત્કૃષ્ટ માનવ પ્રકૃતિનું મૂળીભૂત ને સ્વાભાવિક વૃત્તિયો છે તેઓની ઉન્નતિ કરવી એ ચાલનાના આધાર ઉપર ભરૂસો રાખે છે. વૃત્તિયો સંચાલનની પ્રવૃત્તિ ઉત્પન્ન કરવા માટે કરૂણુનિધાન પરમેશ્વરે તે ચાલનાને જ સુખાકર કરી દીધેલી છે. તે ચલાવ્યાથી વૃત્તિયો જેટલી બળવાન થાય છે, તેટલું મનુષ્યનું વધારે સુખાનુભવ થાય છે. તેટલી તે વૃત્તિયો ચલાવવાની પ્રવૃત્તિ ઉત્પન્ન થાય છે.

માણુસને સ્વતંત્ર નહિ કર્યો હોત તો વૃત્તિયો ઉત્તમ પ્રકારે ખેડવાની સંભાવના રહેત નહિ. એ વાસ્તે પરમેશ્વરે તેને સ્વતંત્ર કીધો છે. તેની મરજી પ્રમાણે તે મનન કરે છે, બોલે છે તથા કરી શકે છે. ઈશ્વરે આપેલી સ્વતંત્રતાને જાણવું એ મનુષ્ય હૃદયમાં

એટલું મજબૂત ઠસેલું છે કે સૈંકડો વર્ષો ગુલામગીરીની શાંકળમાં બંધાયા છતાં પણ તે સમજણનો નાશ થયો નથી. પરમેશ્વરે મનુષ્યને વૃત્તિયોના ઉપર ઇચ્છા પ્રમાણે પ્રભુત્વ કરવાની શક્તિ પણ આપી છે. માણસ આ માલેકપણાથી વૃત્તિયોને પોતાની મરજી પ્રમાણે ચલાવી તથા નિયંત્રિત કરવામાં શક્તિવાન્ થાય છે. પરન્તુ જગદીશ્વરે તેને ઉપદેશ લેવાને યોગ્ય તથા કેટલાક વિશેષ નિયમને તાબે કર્યો છે. જન્મતાંજ માણસને જોઇ, સાંભળી, અથવા પોતે કંઈ કર્મ કરીને સર્વ વિષયોની કેળવણી લેવી પડે છે. બીજા પ્રાણીઓ ઉપદેશ શિવાય એકીવારે બુદ્ધિવૃત્તિની પરિપૂર્ણ અવસ્થાને પ્રાપ્ત થાય છે. ઈશ્વરે તેઓને એકી વખતે પોતાનો નિર્વાહ કરવાને માટે જોઇતું જ્ઞાન આપ્યું છે. આગળના વારામાં જેવી રીતે મધમાખીઓ મધપૂડો બનાવતી હતી તેમ હાલમાં પણ તેવાજ બનાવે છે. બીજા જનાવરોને પોતાની ઉન્નતિ કરવાની શકિત નથી. કેટલાક પ્રાણીઓ કંઇક શીખી શકે છે આવું જોવામાં આવે છે તેમાં ઉપલો નિયમ ખોટો ઠરતો નથી. તેઓની તે શિક્ષાનું કંઇ ફળ નીવડતું નથી; તેનાથી તેઓ વધારે સુખી પણ થતા નથી. તેના યોગે તેઓને અથવા તેઓનાં બચ્ચાંને કંઈ લાભ થતો નથી. તો શિક્ષણ તે પ્રાણીમાંજ પૂરૂં થાય છે. પરંતુ માણસમાં તેમ નથી. માણસ બહુ પરિશ્રમ તથા યત્ન કરીને જે અમૂલ્ય વિદ્યા ધન મેળવે છે તે તેનાં છોકરાં અને આખરે તેના વંશજો પણ તેનું ફળ ભોગવવાને સમર્થ થાય છે.

માણસ મેળવેલા ગુણ વાળો થયાથી પોતાનો ગૌરવ રાખવામાં સમર્થ થાય છે. વૃત્તિયોને પોતપોતાના કામમાં લગાડવાથી તે ગુણ ઉત્પન્ન થાય છે. જૂદી જૂદી વૃત્તિયોના જૂદા જૂદા કામો

મુકરર છે. પોતપોતાના કામમાં લગાડયાથી તેઓના યોગે મનુષ્યના ઘણા પ્રકારના લાભ થાય છે. પરંતુ વળી એવું પણ છે કે સઘળી વૃત્તિયો એક સરખી ચલાવ્યા શિવાય સારી રીતે તે તે લાભ થતો નથી. વૃત્તિયોનો એક બીજાની જોડે સંબંધ છે ખરો પરંતુ તેઓ વળી એક મેકથી જૂદા સ્વભાવની છે. તેઓમાંની દરેકનો ઉત્કર્ષ કરવા માટે સ્વતંત્ર ચાલના કરવી જોઇએ. આગળ લખી ગયા છીએ કે યથાયોગ્ય ચાલનાથી સર્વ વૃત્તિયોની ઉત્તમતા, તીક્ષ્ણતા અને ઉન્નતિ કરવી એજ અધ્યાપનાનો મોટામાં મોટો ઉદ્દેશ છે. એ ઉદ્દેશ પરિપૂર્ણ કરવા માટે ઉદય થવા વાળી વૃત્તિયોને પ્રથમથી યથાયોગ્ય ચાલના કરીને ખીલવવી તથા બળવાન કરવાનો યત્ન કરવો એ શિક્ષકનો ધર્મ છે. જન્મ પછી વૃત્તિયો એક પ્રકારે અપરિસ્ફુટ તથા નિશ્ચેષ્ટ અવસ્થામાં રહેલી હોય છે. ધીરે ધીરે તેઓ વિકાસિત અને સચેષ્ટ એટલે યત્નવાન થાય છે. શરીરની વૃત્તિયોનો સર્વથી પહેલાં પ્રકાશ થાય છે, એમ ન હોત તો જીવન ધારણ કરવું મુશ્કેલ પડત. જ્ઞાનેન્દ્રિયોને યથાયોગ્ય વિષયમાં લગાડવા માટે અને મનુષ્યને સુખી કરવા માટે નીતિવૃત્તિયો ત્યાર પછી પ્રકાશિત થાય છે. બુદ્ધિવૃત્તિયો અન્તે પ્રકાશ થઇને પરિપકવાવસ્થાને પ્રાપ્ત થાય છે. એટલા માટે જ્યાં સુધી વૃત્તિયો પ્રકાશિત થઇને ચાલનાના યોગ્ય ન થાય, ત્યાં સુધી જૂદી જૂદી જાતિની વૃત્તિયો ખેડવી એ કયા નિયમ પ્રમાણે કરવું જોઇએ, તેનો ઉપદેશ પરમેશ્વરે પોતાના કામથી આપ્યો છે. ઉન્નતિશીલ સૃષ્ટ વસ્તુ માત્રમાંજ ધીરે ધીરે જોવામાં આવે છે. ઈશ્વરની સૃષ્ટિનો નિયમ એક છે, તે નિયમનું અનુસરણ કરવું એ શિક્ષકનું મુખ્ય કાર્ય છે.

શારીરિક અને નીતિનો ઉપદેશ સર્વથી પહેલાં આપવો જોઇએ.

કારણ કે તેના શિવાય પ્રાણ ધારણ તથા સામાજિક નિયમની રક્ષા કરવી ઘણીજ મુશ્કેલ થઈ પડે છે. બુદ્ધિ વૃત્તિની ચાલના શિવાય પણ શારીરિક તથા નીતિ વૃત્તિની યથાયોગ્ય પરિચાલના કરવી એ મનુષ્યની સર્વ અવસ્થામાં વિશેષ ઉપયોગી થાય છે. તનદુરસ્તી ન હોવાથી બુદ્ધિવૃત્તિની પરિચાલના કર્યાથી કંઇ લાભ થતો નથી. અને નીતિ જ્ઞાનની ખોટની તે ચાલના નુકશાન કરે છે; નીતિ વૃતિયો યથાયોગ્ય વિષયમાં લગાડ્યાથી મનુષ્ય હૃદયમાંથી અસત વાસના દૂર થાય છે. જે વાસના એ વૃત્તિયોના તાબામાં રહે છે, તેઓજ ધર્મ તથા ન્યાયની વાસના પરિપૂર્ણ કરવામાં કંઈપણ હરકત કરતી નથી. તેથી તે વાસના પરિપૂર્ણ કરીને મનુષ્ય આનન્દાનુભવ કરે છે.

---

# ખરી કેળવણી.

ખરી કેળવણીના વિષયમાં ઘણા મતભેદ જોવામાં આવે છે. કેટલાક તો ધારે છે કે માનસિક બધી વૃત્તિયોને કેળવીને યુનિવરસિટીની પરીક્ષામાં ફતેહમંદ થવું એજ ખરી કેળવણી છે, એવા પ્રકારનો વિચાર આજકાલ લોકોમાં જોવામાં આવે છે કે, યુનિવરસિટીની પરીક્ષામાં પાસ થયો હોય તેજ ખરેખરો શીખેલો. અને તેજ સન્માન મેળવે છે. પણ અમારા વિચાર પ્રમાણે કેવળ માનસિક વૃતિયોને કેળવવી એ ખરી કેળવણી નથી. મનુષ્યની બધી પ્રકૃતિને ઉત્તમ પ્રકારે ઉન્નત કરવી એ ખરી કેળવણી છે. કેવળ મનને લીધાથીજ મનુષ્યની પ્રકૃતિ થતી નથી. શરીર, મન અને આત્મા આ ત્રણ એકત્ર થયાથી મનુષ્યની પ્રકૃતિ કહેવાય છે. એટલામાટે શારીરિક માનસિક અને આધ્યાત્મિકની પૂર્ણ ઉન્નતિ કરવી એ ખરી કેળવણી

છે. એ ખરી કેળવણી પૃથ્વીમાંની કોઇપણ યુનિવરસિટીમાં અપાતી નથી. ખરી કેળવણીને મેળવવી એ દરેક મનુષ્ય તથા તેની મહેનત ઉપર સંપૂર્ણ આધાર રાખે છે.

શારીરિક કેળવણી પ્રાપ્ત કરવી હોય, તો આજ સુધી શારીરિક તત્વવિદોએ શરીર રક્ષાને માટે જે નિયમો બાંધ્યા હોય તેનું પાલન કરવું એ કર્તવ્ય છે; માનસિક કેળવણી મેળવવી હોય, તો દરેક માનસિક વૃત્તિને કેળવીને તેની ઉત્તમ પ્રકારે ઉન્નતિ કરવી એ કર્તવ્ય છે. ખરી આધ્યાત્મિક કેળવણી મેળવવી હોય, તો આધ્યાત્મિક વૃત્તિયોને ઉત્તમરૂપે કેળવવી અને પશુ પ્રવૃત્તિને દમન કરીને તેઓનો યથાયોગ્ય ઉપયોગ કરવો એ કર્તવ્ય છે.

શરીરની સાથે મન અને આત્માનો એવો પાસેનો સંબંધ બાંધેલો છે કે, શરીરની ઉન્નતિ અથવા અવનતિ થયાથી મન અને આત્માની ઉન્નતિ અથવા અવનતિના ઉપર અને મન તથા આત્માની ઉન્નતિ અથવા અવનતિ શરીરની ઉન્નતિ અથવા અવનતિ, માનસિક તથા આધ્યાત્મિક ઉન્નતિ અથવા અવનતિના અનુકૂળ છે અને માનસિક તથા આધ્યાત્મિક ઉન્નતિ અથવા અવનતિના વા શારીરિક ઉન્નતિ અવનતિ અનુકૂલ છે. એટલામાટે ખરી શારીરિક કેળવણી મેળવવા વાસ્તે ખરી માનસિક અને ખરી આધ્યાત્મિક કેળવણી લેવી જરૂરની છે. અને ખરી માનસિક તથા આધ્યાત્મિક કેળવણી લેવા વાસ્તે ખરી શારીરિક કેળવણી લેવી જરૂરની છે.

શરીરના ઉપર મન તથા આત્માનો મોટો પ્રભાવ તથા અધિપત્ય છે. નિયમ પૂર્વક માનસિક વૃતિને કેળવ્યાથી શરીરની તનદુરસ્તી રહે છે. ન્યુયાર્કનો સુવિજ્ઞ શરીર તત્વવિત ડાકટર H. D. Tacques કહે છે "The proper performance of the bodily

રોગી તથા દુર્બલ થયાથી મન તથા આત્મા ક્ષીણ અને નિસ્તેજ થાય છે. ફિલાડેલફિયાનો સુવિજ્ઞ ડાક્ટર William Sweetser કહે છે " Whatever serves to the body, at the same time imparts a wholesome influence to the mind."*

" જેનાથી શરીર બળવાન થાય તેજ મનને સુખદાયક થાય છે." ઈંગ્લંડનો ડાક્ટર Hodgson કહે છે " The art of preserving the body in health can not be separated from that of preserving the mind in health."

" શરીરની તન્દુરસ્તી રક્ષાનો ઉપાય માનસિક સુખાકારીના ઉપાયથી જૂદો થઈ શકતો નથી" જૂદા જૂદા રોગ ભિન્ન ભિન્ન માનસિક રોગથી ઉત્પન્ન થાય છે અને શારીરિક નાના પ્રકારના રોગથી માનસિક નાના પ્રકારનાં અસુખનાં કારણ સ્વરૂપ થાય છે એવું શારીર તત્વવિદોનું કહેવું છે.

ઉપર જે લખવામાં આવ્યું તેનાથી એ સિદ્ધ થાય છે કે, શરીર, મન અને આત્મા આ ત્રણને સમાન અને ત્રણની પૂર્ણ ઉન્નતિ કરવી એ ખરી કેળવણી છે. મનુષ્યનું જીવન આ ખરી કેળવણીનું જીવન છે. ખરી કેળવણી મેળવવી એ મનુષ્ય જીવનનું મોટામાં મોટું કામ અને ઉદ્દેશ છે. એવી ખરી કેળવણી મેળવ્યાથી જીવનનો ઉદ્દેશ અને ઈશ્વરનું પ્રિય કાર્ય સંપાદન થઈ શકે છે. જે ખરી કેળવણી લેવાને સમર્થ થાય છે તેના જીવનનું સાર્થક્ય થાય છે અને તે આ લોકમાં સુખ મેળવવાને પાત્ર થાય છે અને પરલોકમાં સ્વર્ગીય આનંદ તથા શાંતિનો અધિકારી થાય છે,

આપણે નિર્બળ જન્મીએ છીએ, આપણને બીજાની જરૂર છે;

---

* Mental Hygune by Dr. W.S weetser.

આપણે બધી વસ્તુઓ વગર જન્મીએ છીએ, આપણને મદદની જરૂર છે; આપણે વિવેક રહિત જન્મીએ છીએ, આપણને વિવેકની જરૂર છે. જે કંઇ આપણી પાસે જન્મથી હોતું નથી, અને જેની આપણને મોટા થતાં જરૂર પડે છે, તે આપણને કેળવણીથી પ્રાપ્ત થાય છે. આ કેળવણી આપણને કુદરત તરફથી, માણસો તરફથી અને વસ્તુઓ તરફથી મળે છે. આપણી ઇન્દ્રિયો અને શક્તિઓનું સંવર્દ્ધન એ કુદરતની કેળવણી છે. એ સંવર્દ્ધનનો ઉપયોગ કરતાં આવડે એ મનુષ્યો પાસેથી મળતી કેળવણી છે. અને આસપાસની વસ્તુઓ પાસેથી આપણને જે અનુભવ પ્રાપ્ત થાય છે તે વસ્તુઓથી અપાતી કેળવણી છે.

પૂર્ણતા થવાને માટે, આ ત્રણ જાતની કેળવણીની જરૂર છે. તેટલાજ માટે જે આપણાથી છેક સ્વતંત્ર છે તેના વડે આપણે બીજી બેની વ્યવસ્થા કરવી જોઇએ.

ઇન્દ્રિયોની કેળવણી એ કંઈ ઇન્દ્રિયોને વાપરવી એ જ નથી, તેમાં ઇન્દ્રિયો દ્વારા ખરી રીતે વિચાર કરતાં શીખવાનો પણ સમાવેશ થાય છે. એમાં સમજતાં શીખવાનું છે, કારણ કે જે રીતે આપણે શીખ્યા હોઈએ તે રીતે જ આપણે સ્પર્શ, દર્શન અને શ્રવણ કરી શકીએ છીએ, એવી એક સ્વાભાવિક અને યંત્ર તુલ્ય ક્રિયા થાય છે કે જેના વડે બુદ્ધિ બિલકુલ કેળવાયા વગર શરીર સશક્ત થઇ શકે છે. તરવું, દોડવું, કૂદવું, ફેંકવું એ બધું બહુ સારૂં છે; પણ શું હાથ પગ સિવાય આપણી પાસે બીજાં સાધનો છે જ નહિ? આપણે શું આંખ અને કાનવાળા નથી? અને બીજા અવયવો વાપરવામાં તેમની જરૂર નથી પડતી? માટે માત્ર શક્તિને કેળવતા

નહિ પણ તેને વાપરનારી બધી ઇંદ્રિયોને કેળવજો; દરેકને જેટલી પૂર્ણતા આપી શકાય તેટલી આપજો; અને એકનાં પરિણામથી બીજીનાં પરિણામોની પરીક્ષા કરજો. માપવું, ગણવું, તોળવું અને સરખાવવું.

જે કંઈ વાસ્તવિક જ્ઞાન, ઉપયોગી શક્તિયો અને ઉત્કૃષ્ટ વિચારો માણસ મેળવી શકે તે તેને ઈશ્વર તરફથી મળેલી શક્તિઓના સંવર્દ્ધનનું ફળ છે; અને તેણે બાહ્ય સૃષ્ટિમાંથી ગ્રહણ કરેલી વસ્તુઓની પરિણુતિ છે. આ સંવર્દ્ધન અને આ પરિણુતિને માટે એક સ્વાભાવિક અને આવશ્યક ક્રમ છે; અને એ ક્રમનું નિશાળોમાં પ્રાયશઃ નિરંતર ઉલ્લંઘન થાય છે.

પ્રકૃતિની ખરી પદ્ધતિમાં ઉતાવળ નથી, તે યોગ્ય વખતની રાહ જોઇ શકે છે, તેને બદલે નિશાળો ઉતાવળ કરીને શબ્દોની કૃત્રિમ પદ્ધતિની યોજના કરે છે.

પ્રકૃતિના મનુષ્ય વર્ગની બધી શક્તિઓને ઉપયોગથી જ પ્રસ્ફુટિત કરે છે, તેઓ વાપરવાથી જ સંવદ્ધિત થાય છે.

જે સંબંધોની જ આપણને અસર થાય છે, જે સંસ્થિતિઓથી આપણી પ્રવૃતિ ઉદ્‌ભવે છે, અને જે સાધારણ જ્ઞાન વગર આપણને ચાલતું નથી તેમાં જ સત્ય, પ્રીતિ અને ડહાપણનું સ્વરૂપ બંધાય છે.

કાંડિયાક કહે છે કે, "વિશેષ કરીને જેમ શરીરનું પોષણ થાય છે, તેમ બુદ્ધિનું પણ પોષણ થવું જોઇએ. ખરૂં જ્ઞાન એ બુદ્ધિનું અનુકૂલ ભોજન છે, અને બીજાના વિચારો તથા દોષો વિષ છે. એ પણ આવશ્યક છે કે બુદ્ધિએ પ્રવૃત્ત રહેવું જોઇએ; કારણકે જ્યાં સુધી તે ક્રિયાસક્ત થાય નહિ ત્યાં સુધી તે દુર્બલ રહે છે."

રૂસો કહેછે કે, "જીવવું એટલે શ્વાસ લેવો એટલું જ નહિ, જીવવું એટલે તો કામ કરવું, અને આપણા અવયવો ઇન્દ્રિયો, શક્તિયો અને જેને લીધે આપણને જીવવાનું ભાન થાય છે તે બધાનો ઉપયોગ કરવો એ છે. સર્વથી વધારે જીવ્યો કોણ કહેવાય? જેણે સર્વથી વધારે વર્ષો ગાળ્યાં હોય તે, નહિ પણ જેણે જીવનમાં સર્વથી વધારે અનુભવ મેળવ્યો હોય તે."

કૉટ કહેછે કે, "વૈધકમાં વૈદ્ય પ્રકૃતિનું અનુસરણ માત્ર છે. નીતિ શિક્ષકનું પણ એ જ પ્રમાણે સમજવું. બહારની ખરાબ અસરો દૂર રાખવામાં આવશે તો પ્રકૃતિ પોતાની મેળે શ્રેષ્ટ માર્ગ શોધી લેશે."

પેસ્ટેલૉટસી કહે છે કે, "નાનપણથી શારીરિક અને માનસિક કેળવણી તરફ આટલું બધું ધ્યાન ખેંચવામા મારો શો હેતુ છે? કારણ કે, એથી એક ઉચ્ચતા ઉદ્દેશ તરફ ક્રમણ થાય એમ હું માનું છું. એથી કરીને મનુષ્યો ઈશ્વરદત્ત શક્તિઓનો અનિમન્ત્રિત અને સંપૂર્ણ ઉપયોગ કરી શકે છે; એથી કરીને સમગ્ર મનુષ્યવર્ગની પૂર્ણતા એમની પ્રવૃત્તિનું લક્ષ થાય છે; અને જે સર્વજ્ઞ અને પરમ સમર્થ સત્તાએ તેમને ઉત્પન્ન કર્યા છે તેનાં સાધન તરીકે તેઓ પોતપોતાની પદવીમાં રહીને આચરણ કરી શકે છે."

---

# શરીરની કેળવણી.

શિક્ષણ બે જાતનું છે. શરીરનું અને મનનું. શરીર સર્વનું મૂળ છે. પ્રાચીનકાલના વિદ્વાનો શરીરને ચાર વર્ગ સાધનમાં સર્વથી ચઢીયાતું કહી ગયા છે. ખરેખર બધી આરોગ્યતા અને અંગનું સુંદ-

રપણું સંસારમાં સિદ્ધિ મેળવવામાં ઉપયોગી છે. કવિ મિલ્ટને શિક્ષણતા નિબંધમાં લખ્યું છે કે "વિદ્યાર્થિઓને તરવાર ફેરવતાં શીખવવું જોઇએ. તેથી શરીર વધે છે અને હલકું થાય છે. સુખાકારી તથા બળ વધે છે. અને નિર્ભયપણું તથા તેજસ્વિતા ઉત્પન્ન થાય છે. ડાનિયેલ માલથમે પોતાના છોકરાને ઉપદેશ આપતી વેળાએ કહ્યું હતું કે, જેમ પદાર્થ અને શિલ્પશાસ્ત્રના અભ્યાસથી ચિત્તની શુદ્ધિ તથા સંતોષ મેળવો છો, તેમ હાથ પગ ચલાવીને તેજવાળી કસરતથી ચિત્તનું વિનોદન કરવું જોઇએ. તમે કસરતના કામમાં હોંશિયારી મેળવો, એવી ઇચ્છા સર્વદા રાખો. તનદુરસ્ત અને બળવાન માણસોજ અધ્યયનને લીધે મનના સુખની ઉત્કૃષ્ટતા અને હૃદયના ભોગોને ભોગવવામાં સમર્થ થાય છે." જેરેમિ ટેલર નામના પ્રસિદ્ધ ધર્મોપદેશકે શિષ્યોને કહ્યું હતું કે, "આળસ સંગો, શરીર ક્રિયા વિનાનું તથા મન વિશેષ સમાસક્ત નહિ થયાથી અયોગ્ય તથા અનર્થકર સુખ ભોગ લાલચથી અંતઃકરણની વૃત્તિ સ્વાભાવિક રીતે ઘેરાય છે. કામ વગરના સુસ્ત શરીરનો માણસ કદી વિશુદ્ધ રહી શકતે નથી. શરીરની મહેનત વિશેષ ફળ આપનારી થાય છે, એ પાપાસક્તિ રોકવાનો મોટો ઉપાય છે." ટૂંકામાં દુનિયામાં આવું નજરે પડતું નથી કે, જેનાથી વગર મહેનતે અને સહેલાઇથી હોશિયારી મેળવાય. શિલ્પકૌશલ, સાહિત્યનું જ્ઞાન, પદાર્થ વિદ્યા કે ધંધો રોજગાર એ સર્વમાં એકાગ્રચિત્તથી લાંબા વખત સુધી મંડી રહ્યા સિવાય કદાપિ ઉત્તમ પ્રકારે હોંશિયારી મળતી નથી. એકાએક કોઈ માણસ પ્રખ્યાત કારીગર, શાસ્ત્રી અથવા પદાર્થવિત્ થઇને પોતાનું, કુટુંબનું અથવા સ્વજાતિનું ભલું કરવામાં તથા મુખ ઉજળુ કરવામાં સમર્થ થયો નથી. માનસિક શિક્ષણ એકત્ર થયાથી, વાયુ અને અગ્નિના એકત્ર સમા-

ગમની પેઠે મનુષ્ય ઘણોજ દુર્દમ અને પુષ્કળ કર્મવાળો થઈ જાય છે. શરીરની ઉન્નતિનું કારણ, શરીરની મહેનત છે. આ શારીરિક પરિશ્રમની સામગ્રી સર્વત્ર મળે છે, અને જગદીશ્વરનું આવું નિર્માણ કૌશળ એ છે કે, ઇચ્છા કરવા છતાં કોઈ પથ્થરની પેઠે નિશ્ચલ રહી શકતા નથી. અન્તે ખાવા પીવાને માટે હાથ પગ હલાવવા જોઇએ. ગૃહી માણસને ઘરનું કામકાજ કરવા માટે સર્વદા શરીરની મહેનત કરવી જોઇએ. સઘળાં ઘરનાં કામકાજો બીજાના દ્વારા ન કરાવતાં કેટલાંક પોતે કરવાં જોઇએ. તેમાં બે પ્રકારને લાભ થાય છે. પોતાની મરજી પ્રમાણે ઘરનાં કામકાજ થાય છે અને શરીરને કસરત મળે છે. સઘળા વિષયમાં બીજાને આધારે રહેવું કદાપિ સારૂં નથી. સર્વદા માણસની અવસ્થા એક સરખી રહેતી નથી. ગાડીના પૈડાની પેઠે નિરન્તર એમાં ફેરફાર થાય છે. તેથી જરૂર પડ્યાથી શરીરના વ્યાપારમાં અસમર્થ થવું, અથવા તિરસ્કાર દેખાડવાં એ કાયર માણસનાં લક્ષણ છે. ઉદાર મનનાં માણસો સઘળી હાલતમાં તેજસ્વિતા અને ઉત્સાહ પૂર્વક કાર્ય કરે છે. મહાત્માઓ પોતાનાં ઘરનાં કામકાજો કરવામાં કદાપિ શરમ કરતા નથી. અતિ પ્રખ્યાત વિદ્વાન્ અને દેશહિતેચ્છુ બેન્જામિન ફ્રાંકલિન પોતાને હાથેહાથે ગાડી ચલાવીને છાપખાનાને માટે કાગળો તથા બીજી વસ્તુઓ બજારમાંથી લાવતો હતો. ન્યૂટન બેસવાનાં બાંક અને મેજ વગેરે ઘરની વસ્તુઓ બનાવીને મિત્રોને ભેટ આપતો તથા મહાન પિટર પોતાને હાથે લુહારનું કામ કરીને બુટ વેચાતાં લઇને પહેરતો હતો. સેનાપતિ લાર્ડ કનિંગઉડ સ્કાટ નામના પોતાના ચાકરની જોડે ઝાડ રોપતો અને પાણી આવવાની નીક ખોદતો અને વાડ વગેરે બગીચાનું કામ કરતો હતો. ટ્રાફ્લિગારની દરીયાઈ લઢાઈના પછી એક વેળાએ લાર્ડ

કનિંગહૅમનો મિત્ર તેને મળવા તેને ઘેર ગયો હતો ત્યાં ખબર મળી કે, તે જંગલમાં કામ કરે છે. ત્યાર પછી પેલો માણસ જંગલમાં તપાસ કરવા ગયો આખરે એક ગાઢા વનમાંના નાળાની પાસે ચાકરની જોડે લાર્ડ કનિંગહૅમ કોદાળીથી જમીન ખોદવામાં લાગેલો દીઠો. તેણે પોતાના એક મિત્રને લખ્યું હતું કે, " મને પેન્શનની જરૂર નથી. ધન, સંપત્તિથી રહિત હોવા છતાં પણ માણસ સુખ અને સંપન્ન થઈ શકે છે ક્ષુદ્રતાજ ગરીબાઈનું લક્ષણ છે. ક્ષુદ્રતા રહિત માણસ જ ધનવાન છે. હું ક્ષુદ્રતા રહિત થઇને ધનના સુખનો અનુભવ કરીશ. મારાં પોતાનાં કામ સ્વાર્થ સાધન સ્પૃહાથી કલંકિત કરીશ નહિ. યથાસાધ્ય સ્વદેશનું ભલું કર્યું છે; તેમાં કંઈ પણ ઓછાપણું રાખ્યું નથી; આવા જ્ઞાનથી મને નિર્મળ સુખ થાય છે એ જ મને બદલો મળ્યો તો હું ઘણું સમજું." ટૂંકામાં માનસિક ઉન્નતિ જેમ ગુરૂપદેશ તથા ગ્રન્થપાઠ વગેરે બીજાના ઉપાયને આધારે છે, તેમ પરિશ્રમ દ્વારા શરીરની સમુન્નતિ થાયછે. પ્રવૃત્તિ અને કર્તવ્ય જાણ્યાથી સર્વ અવસ્થામાં એ સાધિત થઈ શકે છે. કુદવું, ફરવું, જમીન ખોદવી, લાકડાં કાડવાં, તરવું અને અને ઘરની વસ્તુઓ બનાવવી એ સઘળા કાર્યો કરવાને માટે બીજાની જરૂર પડતી નથી. ઈચ્છા કર્યાથી સર્વ કરી શકે છે, અને શરીરની સંભાળ રાખવા માટે સઘળાઓએ થોડું ઘણું કરવું જોઇએ.

---

# મનની કેળવણી.

માનસિક શિક્ષણુ ત્રણુ પ્રકારનું છે, ધર્મ શિક્ષણુ, નીતિ શિક્ષણુ અને બુદ્ધિનું નિર્મળપણું. નીતિ, ધર્મનું મૂળ છે. નીતિ ન હોય, તો ધર્મ પાયા વગરના ઘરની પેઠે પોતાની મેળે નાશ પામે છે. તેથી ધર્મ અને નીતિનો ગાઢો સંબંધ રહેવો જોઇએ. ઈશ્વરનું અસ્તિત્વ, તેના ઉપર પ્રેમ, તેની પ્રાર્થના પરલોકનો ભય, સ્વજાતિના પ્રત્યે સ્નેહ, આ સઘળા ધર્મ શિક્ષણનાં કાર્યો છે, ધર્મ પ્રવૃત્તિ ઉત્તમ પ્રકારે નહિ ખીલ્યાથી માણસો સન્દેહવાળા, નિરવલંબન તથા ભ્રાન્તિ વાળા થાય છે. એટલા માટે ખરાબ ધર્મમાં વિશ્વાસ હોવો એ સારો છે પણ નાસ્તિકતાની બુદ્ધિ ઘણીજ અનર્થકારક છે* શાસ્ત્રજ્ઞ, કુદરતી, ન્યાયવાન્, અને ધીર પ્રકૃતિ માણસો નાસ્તિકય બુદ્ધિવાળા હોવાછતાં પણ નીતિ તથા ધર્મ તત્વનું મૂળ ચ્છેદ નહિ કરતાં પોતાનો નિર્વાહ કરવામાં સમર્થ થાય છે. પરન્તુ અકૃત બુદ્ધિ, વગર શીખેલા અથવા થોડા ભણેલાઓ તેવા ભાવવાળા થયાથી પગલે પગલે શરીર, આત્મા સ્વજન અને જનમંડળને પાપરૂપ વિષવાળા બાણથી સર્વદા વિંધે છે. હાલમાં આપણા દેશના બાળકો પાઠશાળામાં પ્રવેશ કરીને બાલ્ય સંચિત ધર્મ સંસ્કારો ધીરે ધીરે સ્મૃતિ માર્ગમાંથી નીકળી જાય છે. વિજ્ઞાન વિરૂદ્ધ તરીકે આગલા વિચારોના પ્રત્યે અવજ્ઞા તથા અશ્રદ્ધા ઉત્પન્ન થાય છે; પરન્તુ તેને બદલે ધર્મ વિષયમાં કોઈ પ્રકારનો ઉપદેશ મળતો નથી. તેથી ભણેલા વર્ગમાં ઘણાકો ધર્મ વિષયમાં એક રીતે ઉદાસીન વૃત્તિવાળા દીઠામાં આવે છે. તેવી અવસ્થા

---

* બેકન.

થવી કદાપિ સ્પૃહનીય નથી. ધર્મ વિષયમાં ઘણીજ ગડબડ થયાથી કોઈ સમાજ કાયમ થઈ શકતી નથી. ધર્મ સંબંધી પુષ્કળ મતભેદ જોવામાં આવે છે, પરન્તુ મૂળતત્વ વિષયમાં સંપૂર્ણ ઐક્યમત જોવામાં આવે છે. ઈશ્વર સર્વ શક્તિમાન છે, તેના ઉપર ભક્તિમાન થવું જોઇએ, તેની સૃષ્ટિ આ જગત્ છે, મનુષ્યો ભાઇ ભાઇ છે, આ સાધારણ વિષય સર્વે કબૂલ કરે છે. તેથી એઓને શિક્ષણ આપવું એ કોઇ સંપ્રદાયને વિરક્તિજનક થઇ શકશે નહિ; અને એઓનું શિક્ષણ આપવું જોઇએ.

નીતિ, એ ધર્મનું મૂળ અને સમાજ સ્થિતિનું કારણ છે. લોકો નીતિ વગરના થયાથી, ધર્મનો ઉચ્છેદ અને લોક સ્થિતિનો નાશ થાય છે. મિથ્યા, પ્રવંચના, અનૈક્ય, દ્વેષ અને હિંસા વગેરે ધર્મ વિરૂદ્ધ તથા લોક–નિન્દિત કાર્યો જેટલાં વધે છે, તેટલાં જનમંડળમાં દુઃખ અને પરિતાપ વગેરે કલેશકારક વિષયોનો આવિર્ભુત થાય છે. મનુષ્યની બે જાતની કાર્ય પ્રવૃત્તિ જોવામાં આવે છે. કમાવવાની ઈચ્છા, ભોગ વાસના, અને સુખ મેળવવાની ઇચ્છા વગેરેને તાબે થઇને લોકો પોતપોતાનું હિત કરવામાં લાગેલા છે, અને યથાશક્તિ ધન, માન, અને યશ મેળવીને પોતાનો નિર્વાહ કરે છે. આ પ્રવૃત્તિયોનો સર્વદા ઉચ્છેદ કરવો એ અસંભવ અને અનુચિત છે. પરન્તુ તેના સિવાય ન્યાયપરતા, સત્યપરાયણતા અને સ્વદેશાનુરાગ વગેરે બીજી જાતની પ્રવૃતિ મનુષ્યમાં દીઠામાં આવે છે. આ સર્વ પ્રવૃતિને લીધે કાર્યો ઉદાર અને પોતાને તથા જગતનાં માણસને કલ્યાણકર થાય છે. અર્જનસ્પૃહા વગેરેને એઓના વશીભૂત રાખવી જોઇએ. નહિ તો પ્રલય તરંગની પેઠે સીમા ઓળંગીને સંસારને વિપ્લાવિત કરી નાખે છે. એટલામાટે એઓને ઉત્તમ પ્રકારે ખીલા

વવી જોઇએ. અને તેને અનુકૂલ શિક્ષણ આપવું જોઇએ. એ વૃત્તિયો ઉત્તમ પ્રકારે ખીલ્યાથી, મનુષ્ય અતિ પવિત્ર રૂપ ધારણ કરે છે. ખરેખરા ન્યાયવાન, પ્રીતિમાન, સ્વદેશહિતવાદી અને સત્યશીલ માણસની પેઠે વિશ્વજન્ય પ્રીતિ, સ્વદેશ અને સત્યને માટે, ધન, માન, યશ અને પોતાનો અતિ પ્રિય પ્રાણ સુદ્ધાં પણ આપવાને તે પાછો હઠતો નથી. ઇતિહાસમાં તેના ઘણા દાખલાઓ જોવામાં આવે છે. એ સર્વ પ્રવૃત્તિયો આપણા અન્તઃકરણમાં છે. ઉપદેશ અને ઉદાહરણોથી એઓને ઉત્તેજિત કરવી એ અધ્યાપકોનું તથા મોટેરાનું કર્તવ્ય કર્મ છે,

બુદ્ધિનો સંસ્કાર—તર્કશક્તિ, કલ્પનાશક્તિ, મેધા અને સ્મૃતિ વગેરે બુદ્ધિવૃત્તિ આત્મામાં છે. એઓની યથાયોગ્ય વૃદ્ધિ તથા ઉત્તેજના થયાથી બુદ્ધિ સુધરે છે તથા નિર્મળ થાય છે. ઉપદેશ, અધ્યયન બહારનું જગત્ જોવું, અને અન્તઃકરણની વૃત્તિયોનું પરિચિન્તન આ ઉદ્બોધનો ઉપાય છે, પરન્તુ માણસની પોતાની મેળે અધ્યયનાદિ કરવાની શક્તિ એકદમ ઉપજતી નથી. ઉપદેશથી થોડો પ્રવેશ થયા પછી અધ્યયનાદિથી પોતે જ્ઞાન મેળવી શકે છે. તેથી ઉપદેશ સર્વથી પ્રથમ જોઇએ. તે ઉપદેશની રીતિ આ ઠેકાણે લખવામાં આવે છે. લોકો એ ઉપદેશને ઘણુંકરીને કેળવણી શબ્દથી કહે છે. ઉપદેશ લેવો એ પોતાના ઘરમાં અને વિદ્યાલયમાં લેવાઈ શકાય છે. પરન્તુ ગુજરાતમાં સ્વગૃહમાં ઘણુંકરીને કોઈ વિષયનો ઉપદેશ મળતો નથીઃ મા ઘણીજ અજ્ઞાન હોય છે. પિતા, કાકા વગેરે મોટેરાઓ કેળવણી આપવાને ઘણુંજ કષ્ટદાયક સમજે છે. તેથી શિક્ષણ આપવાનો સઘળો ભાર નિશાળમાંના મેહેતાજીઓના ઉપર પડેલો હોય છે. કેળવણી આપવી એ કંઇ સહેલું કામ નથી, શિક્ષણના બળથી માણુ-

સને માણુસપણું મળે છે. ખરી કેળવણી લાંબા વખતની મહેનતથી મળે છે. જગતમાં જાણી લેવાના બહુ વિષયો છે અને એક એક વિષયમાં ઉત્તમ પ્રકારે જ્ઞાન હાંસલ કરવું એ કંઇ થોડા વખતનું કામ નથી. સર્વ મનોવૃત્તિયો થોડા વખતમાં ખીલીને વિદ્વાન થવાતું નથી. લાંબી મુદ્દત સુધી અધ્યયન પરિદર્શન અને વસ્તુતત્વ નિર્ણય કરતા કરતાં માણુસને નિર્મળ બુદ્ધિ અને ખરૂં જ્ઞાન હાંસલ થાય છે તેથી સિદ્ધ થાય છે કે, વિદ્યાલયમાં સઘળું શિક્ષણ મળી શકતું નથી, શિક્ષણનું સામર્થ્ય ફક્ત ઉત્પન્ન થાય છે. આ સામર્થ્યાનુસારે પોતાનો યત્ન અને પરિશ્રમ કર્યાથી સુન્દરરૂપે શિક્ષિત થવાય છે. એટલામાટે વિદ્યાર્થિયોમાં કેળવણીની પ્રવૃતિ અને સામર્થ્ય ઉત્પાદન કરવું એ શિક્ષકનું મોટામાંમોટું કર્ત્તવ્ય કર્મ છે.

---

# માબાપનું કેળવણી સંબંધી કર્તવ્ય.

કોન્ડિયાક કહે છે કે, "જ્યારે કોઈ પુરુષ બાળકો ઉત્પન્ન કરે છે, અને તેમને ઉછેરે છે, ત્યારે તેણે પોતાના કર્ત્તવ્યનો તૃતીયાંશ માત્ર પૂર્ણ કર્યો એમ સમજવું. મનુષ્ય જાતિ તરફ તેની મનુષ્યો આપવાની ફરજ છે, સમાજ તરફ સામાજિકો આપવાની અને નગર તરફ નાગરિકો આપવાની. જે કોઈ માણસ આ ત્રિગુણ ઋણ આપવાની શકિત છતાં તે આપતો નથી તે પાપી છે. અને જે કોઇ અર્ધું આપે છે તે વધારે પાપી છે. જે પિતા તરીકેની ફરજો અદા કરી શકે નહિ તેને પિતા થવાનો કશો હક નથી. ગરીબાઈ સખ્ત મજુરી, કે ગમે તે વિષય હોય, તથાપિ કોઇપણ માણુસ બાળકોને ઉછેરવાની અને કેળવણીની ફરજમાંથી મુકત થઈ શકે નહિ.

"મનુષ્યો દયાળુ થાઓ. દયા તમારો પરમ ધર્મ છે; મનુષ્યની બધી સ્થિતિઓ તરફ, બધી વય તરફ, મનુષ્ય જાતિથી જે કંઈ ભિન્ન નથી તે સર્વ તરફ દયાળુ થાઓ. દયાથી ઉચ્ચતર ડહાપણ કયું છે? બાલ્યાવસ્થા તરફ સ્નેહથી જુઓ કે તેનાં સુખોને, તેમની ક્રીડાઓને, તેમની પ્રીતિપાત્ર પ્રેરણાઓને ઉત્તેજન આપો. જે અવસ્થામાં આપણા મુખપર વારંવાર સ્મિતપ્રભા તરી આવતી, અને આત્મા સ્વસ્થ રહે તો તેનું સ્મરણ કરતાં કોને ખેદ નથી થતો? એ સુકુમાર નિર્દોષ બચ્ચાઓનો ઉત્સવ કાળ એટલો ટૂંકો અને ક્ષણભંગુર તથા તેમનો આનંદ એટલો અમુલ્ય અને દૂષણ રહિત છે, ત્યારે તે ઝૂંટવી લેવાની કોને ઈચ્છા થાય? જે વીતી ગયલાં વર્ષો તમારી પાસે ફરી આવવાનાં નથી, જે તેમને પણ ફરી મળવાનાં નથી, ત્યારે શા માટે નાહક તેમાં દુઃખ અને ચિંતા નાખોછો! અરે પિતાઓ, તમને માલમ છે કે તમારાં બાળકોને મૃત્યુ કઈ ઘડીએ ઝડપશે? તો કુદરતે તેમને જે થોડીઘણી પળ આપી છે તે ઝુંટવી લઇને તમારા પોતાને માટે પશ્ચાત્તાપ સંગ્રહતા નહિ. જીંદગીનો આનંદ તેઓ અનુભવી શકે તેવડાં થાય કે તેમને તે અનુભવવા દેજો. પરમેશ્વર ગમે તે ક્ષણે તેમને બોલાવી લે, તો જીવનનો કશો સ્વાદ જોયા વગર તેમને ચાલ્યા જવું પડે તેમ કરતા નહિ."

જેવી કળીઓ ખીલીને પુષ્પ બને છે, તેમ બાળકો મોટા થઇને નરનારી બને છે. ઝાડને કુમળી અવસ્થામાં જે તરફ નમાવો તે તરફ નમે છે, જો તેની એક ડાંખળી કાપી નાંખો તો તેની નીશાની હમેશાં રહેવાની, તેમ બાળપણમાં જે કેળવણી આપવામાં આવે છે તે બાળક મોટો થાય તોપણ તે કદી ભૂલશે નહિ. એના ઘણા દાખલા આપણે દરરોજના જીવનમાં જોઇએ છીએ. બાળકને

અને માણસપણું મળે છે. ખરી કેળવણી લાંબા વખતની મહેનતથી મળે છે. જગતમાં જાણી લેવાના બહુ વિષયો છે અને એક એક વિષયમાં ઉત્તમ પ્રકારે જ્ઞાન હાંસલ કરવું એ કંઇ થોડા વખતનું કામ નથી. સર્વ મનોવૃત્તિયો થોડા વખતમાં ખીલીને વિદ્વાન થવાતું નથી. લાંબી મુદત સુધી અધ્યયન પરિદર્શન અને વસ્તુતત્વ નિર્ણય કરતા કરતાં માણસને નિર્મળ બુદ્ધિ અને ખરૂં જ્ઞાન હાંસલ થાય છે તેથી સિદ્ધ થાય છે કે, વિદ્યાલયમાં સઘળું શિક્ષણ મળી શકતું નથી, શિક્ષણનું સામર્થ્ય ફક્ત ઉત્પન્ન થાય છે. આ સામર્થ્યાનુસારે પોતાનો યત્ન અને પરિશ્રમ કર્યાથી સુન્દરરૂપે શિક્ષિત થવાય છે. એટલામાટે વિદ્યાર્થિયોમાં કેળવણીની પ્રવૃત્તિ અને સામર્થ્ય ઉત્પાદન કરવું એ શિક્ષકનું મોટામાંમોટું કર્ત્તવ્ય કર્મ છે.

---

# માબાપનું કેળવણી સંબંધી કર્તવ્ય.

ડોન્ડિયાક કહે છે કે, "જ્યારે કોઈ પુરુષ બાળકો ઉત્પન્ન કરે છે, અને તેમને ઉછેરે છે, ત્યારે તેણે પોતાના કર્ત્તવ્યનો તૃતીયાંશ માત્ર પૂર્ણ કર્યો એમ સમજવું. મનુષ્ય જાતિ તરફ તેની મનુષ્યો આપવાની ફરજ છે, સમાજ તરફ સામાજિકો આપવાની અને નગર તરફ નાગરિકો આપવાની. જે કોઈ માણસ આ ત્રિગુણ ઋણ આપવાની શક્તિ છતાં તે આપતો નથી તે પાપી છે. અને જે કોઇ અર્ધું આપે છે તે વધારે પાપી છે. જે પિતા તરીકેની ફરજો અદા કરી શકે નહિ તેને પિતા થવાનો કશો હક નથી. ગરીબાઈ સખ્ત મજુરી, કે ગમે તે વિષય હોય, તથાપિ કોઇપણ માણસ બાળકોને ઉછેરવાની અને કેળવણીની ફરજમાંથી મુકત થઈ શકે નહિ.

"મનુષ્યો દયાળુ થાઓ. દયા તમારો પરમ ધર્મ છે; મનુષ્યની બધી સ્થિતિઓ તરફ, બધી વય તરફ, મનુષ્ય જાતિથી જે કંઈ ભિન્ન નથી તે સર્વ તરફ દયાળુ થાઓ. દયાથી ઉચ્ચતર ડહાપણ કયું છે? બાલ્યાવસ્થા તરફ સ્નેહથી જુઓ કે તેનાં સુખોને, તેમની ક્રીડાઓને, તેમની પ્રીતિપાત્ર પ્રેરણાઓને ઉત્તેજન આપો. જે અવસ્થામાં આપણા મુખપર વારંવાર સ્મિતપ્રભા તરી આવતી, અને આત્મા સ્વસ્થ રહે તો તેનું સ્મરણ કરતાં કોને ખેદ નથી થતો? એ સુકુમાર નિર્દોષ બચ્ચાઓનો ઉત્સવ કાળ એટલો ટૂંકો અને ક્ષણભંગુર તથા તેમનો આનંદ એટલો અમૂલ્ય અને દૂષણ રહિત છે, ત્યારે તે ઝૂંટવી લેવાની કોને ઈચ્છા થાય? જે વીતી ગયલાં વર્ષો તમારી પાસે ફરી આવવાનાં નથી, જે તેમને પણ ફરી મળવાનાં નથી, ત્યારે શા માટે નાહક તેમાં દુઃખ અને ચિંતા નાખોછો! અરે પિતાઓ, તમને માલમ છે કે તમારાં બાળકોને મૃત્યુ કઈ ઘડીએ ઝડપશે? તો કુદરતે તેમને જે થોડીઘણી પળ આપી છે તે ઝુંટવી લઇને તમારા પોતાને માટે પશ્ચાત્તાપ સંગ્રહતા નહિ. જીંદગીનો આનંદ તેઓ અનુભવી શકે તેવડાં થાય કે તેમને તે અનુભવવા દેજો. પરમેશ્વર ગમે તે ક્ષણે તેમને બોલાવી લે, તો જીવનનો કશો સ્વાદ જોયા વગર તેમને ચાલ્યા જવું પડે તેમ કરતા નહિ."

જેવી કળીઓ ખીલીને ફુલ બને છે, તેમ બાળકો મોટા થઇને નરનારી બને છે. ઝાડને કુમળી અવસ્થામાં જે તરફ નમાવો તે તરફ નમે છે, જો તેની એક ડાંખળી કાપી નાંખો તો તેની નીશાની હમેશાં રહેવાની, તેમ બાળપણમાં જે કેળવણી આપવામાં આવે છે તે બાળક મોટો થાય તોપણ તે કદી ભૂલશે નહિ. એના ઘણા દાખલા આપણે દરરોજના જીવનમાં જોઇએ છીએ. બાળકને

શીખવવાનો તથા પાળવાનો ભાર ઈશ્વરે સ્ત્રીઓને સોંપ્યો છે. જો પૂછવામાં આવે કે "જાતિ અર્થાત્ Nation એ શું છે? તો તેના જવાબમાં અમે કહીશું કે એક એક માણસનો જમાવ છે. એક એક માણસ એ શું છે?" તેના જવાબમાં કહીશું કે "અમારી મા જે તૈયાર કરે છે તે" એટલા માટે સ્ત્રીઓથી જાતિ તૈયાર થાય છે. સ્ત્રીઓની જેવી હાલત હશે તેવી જાતિની હાલત થશે. પ્રાચીન હિન્દુ સ્ત્રીઓ સ્વતંત્ર અને પવિત્ર ભાવથી પૂર્ણ હતી અને તે સમયે ભરતખંડમાં ઘણીક જગતમાં પ્રખ્યાત થયેલી સતી, વિદ્વાન અને વીરાંગના એટલે બહાદુર સ્ત્રીઓ જન્મી હતી. રોમ તથા ગ્રીસની સર્વથી ચઢતીમાં સ્ત્રીઓની અવસ્થા વિશેષ રૂપથી ચઢતી હતી. તેઓ પોતાના છોકરાંને શીખવતી હતી કે "દેશને માટે પ્રાણ તજજો; ઢાલના ઉપર સૂઇને લઢાઇના મેદાનમાં પાછા આવજો, કદી પણ ઢાલને પછવાડે બાંધીને આવશો નહિ." એનો અર્થ એ છે કે "લઢાઇમાં મરજો પણ વિમુખ થશો ના." બાળકોની નકલ કરવાની વૃત્તિ ઘણીજ પ્રબળ હોય છે. અંગ્રેજોનાં બાળકો પિતાને ઘોડા ઉપર સવાર થતા અને બંદૂક વાપરતા જોઇને તે પણ લાકડાંનાં ઘોડાં ઉપર સવાર થાય છે. તે લાકડાંની બંદૂક વાપરે છે, અને આપણાં છોકરાં ભૂતના ભયથી ગુપચુપ અડધા મુએલા જેવા લઇ જાય છે. આ જગાએ જુઓ, કેળવણીનો કેટલો મહીમા છે? તેથી કેળવણીનું ફળ પણ વિભન્ન થાય છે. આ આપણી જાતિના સાહસ વિષય થયું. બીજુ સત્યપ્રિયતા, છોકરાંને ભૂલાવવા માટે મા કહે છે કે "રમકડું આપીશ, મીઠાઈ આપીશ" વગેરે આ સર્વ કહીને છોકરાંને ભૂલાવે છે; પણ તેમાંની ઘણીજ થોડી માઓ છોકરાંને કહેલું આપે છે. આવી રીતે જરા જરામાં જુઠું બોલવાનું ઝેર બાળ-

કના લોહીની સાથે મેળવે છે ને બાળકને અસત્ય તથા કપટ શીખવે છે. બાળક બાલિકા વર વહુનો અર્થ સમજતા પહેલાં મા છોકરાંને કહે છે કે, "હું તને વહુ કરાવીશ," છોકરીને કહે છે કે "હું તને વર કરાવીશ." ઇત્યાદિ શિક્ષણ આપે છે. છોકરાં ઢીંગલીના લગ્ન કરતા શીખે છે. અને ઘર કરતાં શીખે છે બીજી કેળવણી કંઇજ મેળવતાં નથી. આવી કેળવણી ચારિત્રને કેટલી માફક આવે તે સુજ્ઞ માણસોના જાણવામાં હશેજ. છોકરીઓ ધારે છે કે સાસરે જવું એ મોટી વિપદ છે. એ વિપત્તિમાંથી છુટતા પહેલાં ગર્ભમાં બાળક ધારણ કરવું પડશે. એ વાસ્તેજ તેઓ આ દુનિયામાં અવતરી છે. આવી ખરાબ કેળવણી આપવાથી બાળક બાળિકાના હાડકાંમાં અને નસોમાં અસત્ય, ઇન્દ્રિય લાલસા, સાહસહીનતા અને પરાધીનતા પ્રવેશ થાય છે, ને તેથીજ આપણી આવી ખરાબ સ્થિતિ થઇ છે. કેળવણીની ખોટથીજ એક વેળાએ જગતમાં પૂજવા જેવી ભરતખંડની સ્ત્રીઓની હાલ આટલી દુર્ગતિ થઇ છે, અને તેની જોડે આપણી જાતિની પણ ખરાબ હાલત થઈ છે, આપણો પ્રાચીન ઇતિહાસ વાંચતાં શરીર ઉપર રૂંવાટાં ઉભાં થાય છે. તે ભારત મહિલાઓ શું જાગશે નહિ? જે જાતિમાં ગાર્ગી, સાવિત્રી, મૈત્રેયી વગેરે રમણી રત્નની ઉત્પત્તિ થઇ છે, જે જાતિએ ઓગણીશમી સદીની વચમાં ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ વગેરેની પેઠે વીરાંગનાનો ધર્મ દેખાડી જગતને આશ્ચર્ય પમાડયું છે તે જાતિ શું પોતાના ભવિષ્યને માટે નિરાશ થશે? કદી નહિ, તે દહાડો ઘણો છેટે નથી. જ્યારે આર્યાવર્ત્તની સ્ત્રીઓ જાગૃત થઈ પોતપોતાના પુત્ર, ભાઈ, સ્વામી વગેરેને જગાડશે, અને સત્ય તથા પવિત્રતાનું નિશાન ઉડાવીને ભારતનો જય ગાતી ગાતી સર્વને એક પ્રેમના દોરામાં ગુંથશે ત્યારે તે એક આશ્ચર્યકારક દૃશ્ય દેખાશે.

શરીર, મન, હૃદય અને આત્માની કેળવણી એક વખતજ આપવી જોઇએ, પ્રસિદ્ધ ( Locke ) લોકે પોતાના (Education) કેળવણી નામના પુસ્તકના આરંભમાં લાટિન વચન આપ્યું છે, તેનો અર્થ એ છે કે, સુખાકારી શરીરમાં સુખાકારી આત્મા હોય છે. કેળવણીનું લક્ષ એજ છે. ગ્રીકલોકોમાં એક કહેવત ચાલે છે કે "જુવાનો બધુંજ તમારૂં ગૌરવ છે." શરીર સુખાકરી ન હોય તો જીવનમાં દુઃખ ભોગવવું પડે છે, તે કોઈને કહેવું પડે એમ નથી. શરીરની તનદુરસ્તીને માટે ઘર સુખાકારી ભરેલું હોવું જોઇએ; અર્થાત્ નિર્મળ હવા પાણી, અને સૂર્યનાં કિરણો મળે એવી જગ્યા જોઇએ. ત્યાર પછી છોકરાંને જેટલો જોઇએ તેટલો સારો અને પુષ્ટિકારક ખોરાક આપવો જોઇએ. માંસનો ખોરાક ખવરાવાથી તામસી પ્રવૃત્તિ ઉત્પન્ન થશે. દયાળુ અને સાત્વિક અર્થાત્ સારા સ્વભાવના અને લોકોનું હિત કરનાર કરવા હોય તો મુદલે માંસનો ખોરાક આપવો નહિ. એનાં ઉદાહરણ જોવાં હોય તો જે જનાવર તથા મનુષ્યજાતિ માંસ ખાતી નથી, તેઓ ઘણું કરી સાત્વિક પ્રકૃતિનાં હોય છે; ને જેઓ માંસ ખાય છે, તેઓ તમોગુણના હોય છે. યુરોપના માણસો ઘણા ખરા તામસી સ્વભાવના છે. આજ કારણથી કેટલાકોએ માંસ ખાવું છોડયું છે તેથી કંઈક સાત્વિક પ્રકૃતિનાં માણસો ઉત્પન્ન થઇને જગતનું ભલું કરે છે. બીજું યથાયોગ્ય કપડાં પહેરાવવાં જોઇએ. ત્રીજું, ઉત્તમ રીતે શરીરને કસરત આપવી જોઇએ.

શારીરિક મૂળ ધન લઈને આપણે દુનિયામાં આવીએ છીએ, તે એક પ્રકારનું દેવળ છે, તેથી તેને સાફ ને કસાયલું રાખવું જોઇએ.

આપણા દેશનાં ઘણા ખરાં માબાપો છોકરાંને ઘરેણાં પહેરા-

વીને શોભાવે છે ને બારીક વસ્ત્રો પહેરાવે છે. જેથી ઘરેણા દેખાય અને લોકોમાં ઘરેણાંની તારીફ થાય. કપડાં પહેરાવવાનો ઉદ્દેશ એ કે શરીરને ટાઢ તથા ગરમ હવાથી બચાવવું એટલા માટે એ ઉદ્દેશ જેનાથી પૂર્ણ થાય એવાં કપડાં પહેરાવવા જોઇએ. કોઇ કોઈ બાળકના શરીર ઉપર ઘરેણાં અને સુન્દર કપડાં હોય છે, પણ પગમાં જોડા નથી હોતા એ ઘણું ખરાબ લાગે છે. આપણા દેશના લાયકના જોડા પહેરાવવા જોઇએ. બુટ અને મોજાં પહેરાવવાં નહિ; કારણ કે એથી છોકરાંને કંટાળો આવે છે ને પગ ઘણાજ ગરમ થાય છે. અંગ્રેજીમાં કહેવત છે કે Keep your feet warm and head cool, and call the doctor a fool." પગ ગરમ અને માથું શીતળ રાખો અને ડાકટરને મુર્ખ કહો." એનો અર્થ એ છે કે તેમ કર્યાથી ડાકટરની જરૂર પડશે નહિ. આ કહેવત લંડનમાં ચાલે કારણ કે ત્યાં શરદી અને ભીનાશ ઘણીજ છે જરા જરામાં હવા બદલાય છે, તેથી પગ ગરમ રાખવાની જરૂર છે; નહિ તો શરદી થયાથી રોગ ઉત્પન્ન થાય. તેથી ત્યાં બુટ મોજાં સઘળા પહેરે છે. મારા વિચાર પ્રમાણે આપણા દેશમાં પહેરવાની જરૂર નથી. આજકાલ કેટલાક ડોક્ટરોનો અભિપ્રાય છે કે "છોકરાંને ઈંગ્લંડમાં પણ બુટ પહેરાવવા નહિ તેથી કંઈ ફાયદો થતો નથી; ઉલટું નુકસાન થાય તે." છોકરાંને દોડતા રોકવા નહિ, નહિ તો છોકરાં નિસ્તેજ થઈ જશે. મર્યાદશીલ દોડાદોડ કરાવવી મસ્તી કરવી એ સારૂં છે, તાત્પર્ય એ છે કે બાળકનું શરીર જેનાથી બળવાન્ તથા નિરોગી રહે તેને માટે માબાપોએ યત્ન કરવો જોઇએ.

ઘણાંક માબાપો છોકરાંમાં એકમેકથી વિરૂદ્ધભાવ ઉત્પન્ન કરે છે, એકને એને માબાપની અજ્ઞાનતા કહી છે. બાલ્યકાળમાં જેવો

વિચાર બંધાય છે તે સર્વદા કાયમ રહે છે. બાળપણામાં જેવો સંસ્કાર બધાઈ જાય છે તે હમેશાંને માટે ટકી જાય છે. નાનપણમાંથી ભાઈ બહેનોના ઉપર જો અદેખાઈ ઉત્પન્ન થાય, તો પછી મોટપણે તે જતી નથી. દૃષ્ટાન્ત અને ઉપદેશથી નાનપણમાંથી લોકોના ઉપર તેમજ પોતાના કુટુંમ્બના ઉપર દયા અને સન્માન બતાવતાં શીખવવું જોઇએ. મનના કરતાં હૃદયની કેળવણી મોટી છે; કારણ કે હૃદયજ જગતને ચલાવે છે, અને વાસોપયોગી કરે છે. મનુષ્યના હૃદયમાં પ્રેમ ભક્તિ, વિનય ઈત્યાદિ દેવભાવ છે તેથીજ માણસ મનુષ્ય થયો છે.

અજાયબની અને નકલ કરવાની વૃતિને ઉસ્કેરવી, એ કેળવણી આપવાના કરતાં વધારે કિંમતી છે. જ્ઞાનની ભૂખ ઉત્પન્ન થયાથી બાળક પોતાની મેળે શીખવા ચાહે છે. છોકરાંને ચિત્રવાળું પુસ્તક દેખાડો, તો એ વાંચવા માટે યત્નવાન્ અને ઉત્સાહી થશે. ફ્રેડરિક ધી ગ્રેટ, વાશિંગ્ટન, સર વિલિયમ જોન્સ, વગેરે મહા પુરૂષોની માતાઓએ એવા ઉપાયથી છોકરાના હૃદયમાં વિદ્યાનુરાગ સળગાવ્યો. માર મારવાથી જે થતું નથી તે આશ્ચર્યની વૃતિ જગાડવાથી પોતાની મેળે થાય છે.

ઘણીજ નાની ઉમ્મરમાં બાળક બાળિકાના ભેજાંને પાઠના ભારે બોજાથી ઘેરી લેવું નહિ જોઇએ. બાળક બાલિકાઓને જ્ઞાનગર્ભ અને આનન્દ આપે એવા વિષય શીખવવા જોઇએ. જે કેળવણી જ્ઞાન અને આનન્દ આપનારી નહિ હોય, તે છોકરાંને ઉપયોગી નથી. તેઓને વાતચીતમાં અને રમતગમતમાં કેળવણી આપવી જોઇએ. ઘણીજ નાની ઉમ્મરમાં છોકરાંને નિશાળે મોકલાવવાં નહિ જોઇએ.

હાલમાં તેઓને એવા વિષયો ભણાવવામાં આવે છે કે, તેઓ તે સમજી શકતા નથી. એ વાસ્તે તેઓને સારૂં લાગતું નથી; અને કેળવણીના ઉપર તેઓ એવા અધિરા થઈ જાય છે કે કંઇ પૂછવું નહિ. ઈંગ્લંડના કવિ બાયરને પોતાના એક ગ્રન્થમાં લખ્યું છે કે, "જ્યારે હું ઘણોજ નાનો હતો, ત્યારે નિશાળમાં ભણતી વેળાએ એક લાટિન ભાષાનું પુસ્તક મારના ભયથી વાંચતો હતો, તેથી આખી ઉમ્મર સુધી તે ગ્રંથના ઉપર મારો ધિક્કાર ઉત્પન્ન થયો હતો."

સર્વ કરતાં નીતિની કેળવણીના ઉપર ઘણુંજ થોડું ધ્યાન અપાય છે. લાર્ડ બેકને કહ્યું છે કે "An example is globe of precepts." અર્થાત્ એક દૃષ્ટાન્ત આખી પૃથ્વીથી ભરેલા ઉપદેશના સમાન છે. બાળકો કોને નમુના તરીકે જાણેછે? તેની માને. એટલા માટે માતાઓ અને સન્નારીઓ, સાવચેત રહો, દૃષ્ટાન્ત ખરાબ થયાથી સેંકડો ઉપદેશ આપશો તો તે કંઈ કામમાં આવશે નહિ, એક માતાના વિષે જાણીએ છીએ, તેણે પોતાના દીકરાને ઈશ્વર પ્રાર્થના કરતાં શીખવ્યો હતો; તેથી તે છોકરો સર્વદા આવી પ્રાર્થના કરતો હતો કે, "હે ભગવાન્! તું મને માતૃભક્ત છોકરો કર, તું મને પિતૃભક્ત છોકરો કર." એક ૩–૪ વર્ષના છોકરાને તેની માએ શીખવ્યું હતું કે, ખરાબ કામ કરવું ન જોઇએ ને ખરાબ વાત કહેવી ન જોઇએ, કારણ કે એથી પરમેશ્વર નારાજ થાય છે. એક દિવસે છોકરાએ પોતાના પિતાને દારૂના તોરમાં બકતો જોયો તેથી તેણે બુમ પાડીને કહ્યું, "બાપા, એવું કરવું ન જોઇએ; પરમેશ્વર ગુસ્સે થશે." તે કોઈ વખત ખરાબ કામ જોતો તો એવુંજ કહેતો હતો. દૃષ્ટાન્ત ન દેખાડી શકો તો દૃષ્ટાન્તની છાયા લઈને વાતો કર્યાથી પણ ઘણું

સારૂં પરિણામ થાય છે ને વાર્તારૂપ નીતિને ગોઠવ્યાથી બાળકના મનને ભેગે છે એક વિદ્વાને કહ્યું છે કેઃ—

" When truth in closest words shall fail, Then truth embodied in tale. Will enter in at lovly doors. "

જ્યારે કઠોર નીતિ ફળ આપે નહિ ત્યારે વાતમાં ઉપદેશ આપ્યાથી હૃદયમાં ચોપડે ચોપડે પ્રવેશ થાય છે. દયા, પ્રેમ, સાહસ, સંયમ, સત્યનિષ્ઠા અને સ્વાર્થત્યાગની વાર્તા તથા ઉપાખ્યાન બાળકોને નાનપણમાં શીખવ્યાથી તેઓનું જીવન કદી અનીતિવાળું થઈ શકશે નહિ. છોકરાનાં મનમાં પોતાના દેશનો ગૌરવ તથા પોતાના મોટપણાનો ભાવ જાગતો રહે તેને માટે યત્ન કરવો જોઇએ.

---

# માબાપની તરફથી બચ્ચાંની કેળવણીનો આરંભ થાય છે.

જરા ધ્યાન લગાડીને વિચાર કરીને જોયાથી સ્પષ્ટ જણાશે કે બાળકોનાં સુકોમળ માનસક્ષેત્રમાં જગતના સઘળા શુભ અશુભ ફળ આપનારાં ઝાડનાં બીજ વાવવા, એ માબાપ તથા શિક્ષકનું કામ છે. તેઓ બાળક બાલિકાઓને જેવું શિક્ષણ આપે છે, તેઓ તેવું શિક્ષણ લે છે અને તે શિક્ષણ મુજબ વ્યવહારાદિ કરીને આખું

આયુષ્ય ગાળે છે. તેઓના સારાં નરતાં કામ પ્રમાણે જગતનું સારૂં નઠારૂં ફળ થાય છે. ટૂંકામાં ભૂમંડળમાં માનવમંડળની અવસ્થાની ચઢતી કરવી એ બાળકની સુકેળવણીના ઉપર આધાર રાખે છે અને જ્યારે બાલકની કેળવણી માબાપ તથા શિક્ષકના પરિશ્રમ તથા ધ્યાનના ઉપર સંપૂર્ણ રીતે આધાર રાખે છે, ત્યારે જગતની ઉન્નતિ તથા અવતતિ તેઓના હાથમાં છે એમ કહેવું ખોટું નથી.

માબાપની પાસેથી બાળકોની પહેલી કેળવણીનો આરંભ થાય છે, શિક્ષકની આગળ તે એક પ્રકારે સંપૂર્ણ થાય છે. માબાપ તેઓની શિક્ષાનો મૂળ પાયો ચણે છે, એટલા માટે તેઓની સારી કેળવણી નહિ થયાથી માબાપનો દોષ કહેવાશે. પરન્તુ કેટલાએક એવું કહે છે કે પાંચમું વર્ષ નહિ થયાથી ખડિયો પાટી લેઈને બાળકોનો વિદ્યારંભ થાય છે, એ વખતથી જ તેઓની કેળવણી થવા માંડે છે અને શિખવવાનો ભાર નિશાળના મહેતાજીઓના ઉપર અર્પિત થાય છે. માબાપો બાળકને શિક્ષણ આપતા નથી, તો તેઓ સુશિક્ષિત નહિ થયાથી કેવી રીતે તેઓને દોષ લાગે? એનો જવાબ એ છે કે, કેવળ વાંચવા લખવાથી કેળવણી મળે છે એમ નથી, જોવાથી તથા સાંભળવાથી પણ શિક્ષણ મળે છે. એટલા માટે જ્યારે છોકરાંની જોવાની તથા સાંભળવાની શક્તિ ખીલે, ત્યારે જ તેઓના શિક્ષણની શરૂવાત થાય છે. તે વેળાએ માના શિવાય બીજું કોઈ તેઓને તે શિક્ષણ આપતું નથી. તે વેળાએ માનાં વાક્યો સાંભળી તથા તેના હાવભાવ તથા કામો જોઇને છોકરાંના પહેલા સંસ્કાર ઉત્પન્ન થાય છે. આવી રીતે નાનપણમાં સહાનુભૂતિ પકડીને બાળકો પ્રથમ શીખવાનો આરંભ કરે છે, પછી અનુકરણ એટલે નકલ કરવાની વૃત્તિ પકડીને શીખે છે. ઘણાંકો જોતા હશે

સારૂ પરિણામ થાય છે ને વાર્તારૂપ નીતિને ગોઠવ્યાથી બાળકના મનને ખેંચે છે એક વિદ્વાને કહ્યું છે કે:—

" When truth in closest words shall fail, Then truth embodied in tale. Will enter in at lovly doors. "

જ્યારે કઠોર નીતિ ફળ આપે નહિ ત્યારે વાતમાં ઉપદેશ આપ્યાથી હૃદયમાં પોપડે પોપડે પ્રવેશ થાય છે. દયા, પ્રેમ, સાહસ, સંયમ, સત્યનિષ્ઠા અને સ્વાર્થત્યાગની વાર્ત્તા તથા ઉપાખ્યાન બાળકોને નાનપણમાં શીખવ્યાથી તેઓનું જીવન કદી અનીતિવાળું થઈ શકશે નહિ. છોકરાંનાં મનમાં પોતાના દેશનો ગૌરવ તથા પોતાના મોટપણાનો ભાવ જાગતો રહે તેને માટે યત્ન કરવો જોઇએ.

---

# માબાપની તરફથી બચ્ચાંની કેળવણીનો આરંભ થાય છે.

જરા ધ્યાન લગાડીને વિચાર કરીને જોયાથી સ્પષ્ટ જણાશે કે બાળકોના સુકોમળ માનસક્ષેત્રમાં જગતના સઘળા શુભ અશુભ ફળ આપનારાં ઝાડનાં બીજ વાવવા, એ માબાપ તથા શિક્ષકનું કામ છે. તેઓ બાળક બાલિકાઓને જેવું શિક્ષણ આપે છે, તેઓ તેવું શિક્ષણ લે છે અને તે શિક્ષણ મુજબ વ્યવહારાદિ કરીને આખું

આયુષ્ય ગાળે છે. તેઓના સારાં નરતાં કામ પ્રમાણે જગતનું સારૂં નઠારૂં ફળ થાય છે. ટૂંકામાં ભૂમંડળમાં માનવમંડળની અવસ્થાની ચઢતી કરવી એ બાળકની સુકેળવણીના ઉપર આધાર રાખે છે અને જ્યારે બાલકની કેળવણી માબાપ તથા શિક્ષકના પરિશ્રમ તથા ધ્યાનના ઉપર સંપૂર્ણ રીતે આધાર રાખે છે, ત્યારે જગતની ઉન્નતિ તથા અવતતિ તેઓના હાથમાં છે એમ કહેવું ખોટું નથી.

માબાપની પાસેથી બાળકોની પહેલી કેળવણીનો આરંભ થાય છે, શિક્ષકની આગળ તે એક પ્રકારે સંપૂર્ણ થાય છે. માબાપ તેઓની શિક્ષાનો મૂળ પાયો ચણે છે, એટલા માટે તેઓની સારી કેળવણી નહિ થયાથી માબાપનો દોષ કહેવાશે. પરન્તુ કેટલાએક એવું કહે છે કે પાંચમું વર્ષ નહિ થયાથી ખડિયો પાટી લેઈને બાળકોનો વિદ્યારંભ થાય છે, એ વખતથી જ તેઓની કેળવણી થવા માંડે છે અને શિખવવાનો ભાર નિશાળના મહેતાજીઓના ઉપર અર્પિત થાય છે. માબાપો બાળકને શિક્ષણ આપતા નથી, તો તેઓ સુશિક્ષિત નહિ થયાથી કેવી રીતે તેઓને દોષ લાગે? એનો જવાબ એ છે કે, કેવળ વાંચવા લખવાથી કેળવણી મળે છે એમ નથી, જોવાથી તથા સાંભળવાથી પણ શિક્ષણ મળે છે. એટલા માટે જ્યારે છોકરાંની જોવાની તથા સાંભળવાની શક્તિ ખીલે, ત્યારે જ તેઓના શિક્ષણની શરૂવાત થાય છે. તે વેળાએ માના શિવાય બીજું કોઈ તેઓને તે શિક્ષણ આપતું નથી. તે વેળાએ માનાં વાક્યો સાંભળી તથા તેના હાવભાવ તથા કામો જોઇને છોકરાંના પહેલા સંસ્કાર ઉત્પન્ન થાય છે. આવી રીતે નાનપણમાં સહાનુભૂતિ પકડીને બાળકો પ્રથમ શીખવાનો આરંભ કરે છે, પછી અનુકરણ એટલે નકલ કરવાની વૃત્તિ પકડીને શીખે છે. ઘણાંકો જોતા હશે

કે જે બાળકોને બોલવાની શક્તિ ઉત્પન્ન થઈ નથી, તેઓ માની મુખની આકૃતિ જોઇને, તે પ્રસન્ન અથવા અપ્રસન્ન છે તે જાણી શકે છે, અને તે પ્રમાણે કોઈ વેળાએ ઉલ્લાસિત થઇને હસતા મુખે માનો આનંદ વધારે છે. કોઈ વેળાએ ખેદવાળો થઇને રોઇને માને વધારે દુઃખિત કરે છે. આવી રીતે માનો આકાર, આચાર તથા વ્યવહાર જોઇને રાગદ્વેષ વગેરે રિપુઓ અને દયા, સ્નેહ, ધર્મ વગેરે સારી પ્રવૃત્તિઓ બાળકના હૃદયમાં ઠસે છે.

મોટી ઉમ્મરના છોકરાંને શિક્ષણ આપવા કરતાં નાના નાના બાળકોને કેળવણી આપવી એ ભારે કામ છે. વિદ્યાર્થિયોની ઉમ્મર જેટલી નાની હોય, તેટલી શિક્ષણની કઠનતા વધારે હોય છે એ સારી રીતે નહિ સમજતાં ઘણાંકો પ્રથમની કેળવણી અતિ સહેલી સમજીને તેને માટે વધારે ખર્ચ કરવાની જરૂર સમજતા નથી અને છોકરાંને મૂળની કેળવણી આપવાનો ભાર ખરાબ માણસના ઉપર સોંપવામાં આવે છે. તેઓ લગાર વિચાર કરીને જોતા નથી કે મૂળ પાયામાં દોષ ઉત્પન્ન થયાથી તે દોષ પછીથી સુધારવો ઘણો જ મુસ્કેલ થઈ પડે છે, અને જે શિક્ષણથી ખોટા વિચારો ઉત્પન્ન થાય, તે શિક્ષણ આપવા કરતાં ન આપવું સારૂં છે, ઘણાંક માબાપો બાલ્યકાલની કેળવણીને માટે સવિશેષ યત્ન ન કરતાં કેવળ નસીબના ઉપર આધાર રાખીને નિશ્ચિંત રહે છે. કેટલાકોનો એવો દૃઢ નિશ્ચય હોય છે કે, નાનપણમાં બાળકોને કેળવણી આપવાની વિશેષ જરૂર નથી. એવી વગર પાયાની ભ્રાન્તિને માબાપનાં હૃદયમાં જગા મળ્યાથી મોટી ખરાબી ઉત્પન્ન થાય છે. પહેલી અવસ્થામાં માબાપોએ છોકરાંની કેળવણી ઉપર નજર નહિ આપ્યાથી તેઓની સામે જે વેળાએ જે વિષય ધરવામાં આવે તેનાથી તે પોતે શિક્ષણ મેળવે છે. શિક્ષ-

ણુથી કોઈ પણ તેને રોકી શકતું નથી. ગમે તો જોએલી કે સાંભ- ળી હોય, મોટેરાઓની પાસેથી હોય કે બીજા માણસોથી હોય, સારૂં હોય કે નરસું હોય, સર્વ આખી ઉમ્મર પર્યન્ત નવા નવા વિ- ષયો શીખે છે. પરંતુ બાલ્યકાલની પહેલી કેળવણી જ સારી પેઠે ફળ દેનારી થાય છે, તે વેળાએ જે વિચારો ઠસે છે તે જતા નથી. તે વેળાએ જેવી કેળવણી મળે છે, તે પ્રમાણે ચારિત્રના દોષ ગુણ ઉ- ત્પન્ન થાય છે. શિલ્પાદિ શિક્ષાનો કાળ અકાળનો વિચાર છે ખરો, પરન્તુ ધર્મ તથા નીતિ શિક્ષણને માટે કાળ અકાળનો વિચાર નથી. બાલ્યકાળે ધર્મ નીતિની કેળવણી ન આપ્યાથી તે શિક્ષણ ઘણુંજ ભારે થઈ પડે છે.

શિક્ષકના હાથમાં છોકરાંને સોંપતા પહેલાં તેઓના પ્રત્યે કેવી રીતે વર્ત્તવું જોઇએ, તે જાણવું એ માબાપનું કર્ત્તવ્ય છે. છોકરાંની કઈ વેળાએ કઈ મનની વૃત્તિ ખીલે તે સારી પેઠે જાણીને તે વૃત્તિને ય- થાયોગ્ય રીતે પરિચાલનથી બળવાન કરીને સારે માર્ગે લગાડવી એ માબાપનું કર્ત્તવ્ય કર્મ છે. છોકરાંની સ્વભાવદત્ત જે બુભુત્સાવૃત્તિ એટલે જ્ઞાન મેળવવાની વૃત્તિ છે, જેમાં કોઈ રીતે હરકત ન પડે તેવી માબાપે તજવીજ રાખવી જોઇએ. બાલ્યકાલે તેઓના અકોમળ માનસ ક્ષેત્રમાં દયા, ન્યાયપણું, શ્રદ્ધા, ભક્તિ વગેરેના બીજ ન વાવ્યાથી અ- નિષ્ટ થવાની પુરેપૂરી સંભાવના છે. જો દયા, ધર્મ વગેરે સારી વૃ- ત્તિયો છોકરાંનાં હૃદયમાં કાયમ ન થાય તો શું તેઓનું લખવું વાંચવું જનમંડળમાં સારવાન્ તરીકે થઈ શકે? ધર્મ વગરનો માણસ શું કદી મનુષ્યના પદને લાયક થઇને પોતાના જન્મનું સાર્થક કરી શકે? મા- બાપને તાબે થઇને જો છોકરાંમાં વિદ્યા ઉપર પ્રેમ, મોટેરાઓની આજ્ઞા પાળવી, શ્રમશીલતા, પોતાની ચઢતી કરવાનો યત્ન વગેરે

સદ્‌ગુણ ઉત્પન્ન ન થાય, તો તેની કેળવણીને માટે યત્ન કરીને શિક્ષક શું કદી પૂર્ણ મનોરથ પાર પાડી શકશે ? ઘણાંક માણસો વિષય કર્મમાં અથવા ખુશાલીમાં નિમગ્ન થઇને છોકરાના પ્રત્યે કર્ત્તવ્યકર્મ કરવામાં વખત મેળવી શકતાં નથી. ઘણાકો છોકરાંની કેળવણી આપવાને માટે પોતાની પાસે રાખવાને દૂર રહ્યા. તે પાસે હોય તો કંટાળો આપે તેથી તેઓને બીજી જગાએ મોકલે છે અથવા જલદીથી તેઓને નિશાળમાં મોકલવાના યત્ન કરે છે. કેટલાકો છોકરાંના ઉપર વધારે સ્નેહવાળા હોવાથી તેઓને ઘણાં લાડ લડાવીને તેઓની ખરાબ ઇચ્છા પરિપૂર્ણ કરે છે. આવી રીતે ગેરવાજબી ઉત્સાહ દઇને તેઓના ખરાબ સ્વભાવને વધારી મૂકે છે. કેટલાંક માબાપો છોકરાંનું રોવું સહન નહિ કરી શકયાથી તે જે ઇચ્છા કરે છે તે જ તેને આપે છે, તેથી તેને એક રીતે ઉપદેશ મળે છે કે જો માબાપો વગેરે કોઈ તેને પસંદ પડતી વસ્તુ ન આપે તો તે રોવાથી જરૂર મળશે. આમ કર્યાથી બાળકોની રોવાની પ્રવૃત્તિ તથા લાડ વધે છે. વળી કેટલાકો છોકરાંના ઉપર ઘણું જ બે પરવાઈ ધારણ કરે છે. તેમજ સર્વદા માર મારે છે. સામાન્ય અપરાધ જોયાથી તરત ક્રોધથી સળગી ઉઠીને કડવાં વેણ બોલે છે અથવા મોટો માર મારે છે. ઘણાકો છોકરાંના ઉપર વાત્સલ્યભાવ દેખાડીને તેઓનાં સુખમાં સુખ જાણવું અને દુઃખમાં દુઃખ સમજવું એ પોતાનો ગૌરવ નાશ થયલો સમજે છે; આવો ભય કરીને પોતાનો જેવો ગંભીર સ્વભાવ હોય છે તેઓને પણ તેમ કરવાનો યત્ન કરે છે, અને તેઓને અતિ નિર્દોષ રમત કરતા જોવાથી પણ ઘણાજ ગુસ્સે ભરાય છે. માબાપના આવા આચરણથી છોકરાંની ઘણીજ નુકસાની થાય છે. એથી માબાપના ઉપર છોકરાંની શ્રદ્ધા તથા ભક્તિ ઓછી થાય છે અને છોકરાંની પોતાની

ચઢતી કરવાની પ્રવૃત્તિ નાશ થઇને કપટતાનો આચાર પકડવાની વૃત્તિ વધે છે. વળી ઉગ્રસ્વભાવનાં માબાપની આગળ રહીને બાળકો ઘણા જ અસુખ મેળવે છે તેથી તેઓ બીજા લોકોની અથવા નોકર ચાકરની આગળ રહીને સુખ મેળવવાનો યત્ન કરે છે. તેને લીધે તેઓના સ્વભાવ ધીરે ધીરે ખરાબ થાય છે.

એવાં ઘણાંક માબાપો છે કે તેઓનાં છોકરાં જો પડોશીની કોઈ વસ્તુ ચોરીને લાવે છે તો તેને માટે તેઓને કંઈ કહેતાં નથી, અને તેવું કામ કરવું એ ઘણું ખરાબ તથા અકર્તવ્ય છે. જે માણસ એવાં કામ કરે છે, તે જનમંડળમાં નિન્દાને પાત્ર તથા ઈશ્વરની આગળ સજાને પાત્ર થાય છે ઈત્યાદિ વાક્યથી તેઓને ઉપદેશ આપે છે પણ તે વસ્તુઓ જેની હોય છે તેને પાછી ન આપતાં પોતે તે આદરની સાથે લે છે. તેઓ આવી રીતે બાળકને ખરાબ કામમાં ઉત્સાહ તથા પ્રવૃત્તિ કાયમ કરે છે. તેઓ એ સર્વ કામથી જે પોતાને નુકસાન કરે છે તે સમજી શકતાં નથી. એક એક વખતે માબાપના સાધારણ ઘરના બનાવને લીધે છોકરાંની સામે લઢાઈ ટંટો કરવામાં ઓછાપણું રાખતાં નથી. તેઓની આવી ખરાબ વર્તણુક જોયાથી છોકરાંના મનમાં કેવી જાતનો ભાવ ઉત્પન્ન થાય તેનો જરા પણ વિચાર કરતાં નથી. એવાં ઘણાંક માબાપો તથા ઘરના ઉપરીઓ છે કે, જેઓ પોતાનાં ખરાબ આચરણથી અને કુટુંબમાંના એક માણસની પ્રશંસા તથા બીજાની નિન્દા કરીને તેઓમાં દ્વેષ તથા ઝગડો ઉત્પન્ન કરે છે. કેટલાકો સારૂં કામ કર્યાથી ઈનામ આપીશ, ખરાબ કામ કર્યાથી સજા આપીશ આવું કબૂલ કર્યા છતાં કામની વખતે તેનો ઉપયોગ કરતા નથી, તેઓનાં વાક્ય તથા કામનું મળતાપણું જોવામાં આવતું નથી. તેથી તેઓ અતિ મોટેરા હોવા છતાં તેઓના

ઉપર વિશ્વાસ તથા ભક્તિ રહેતી નથી. માબાપના આ બધા અન્યાય આચરણ જોઇને અન્ત્રે બાળકો તેઓના પ્રત્યે શ્રદ્ધા તથા ભક્તિ વિનાના થઈ પડે છે. અન્તે તેઓની આજ્ઞા તથા ઉપદેશ માનતા નથી. આવા માતપિતાની સાથે છોકરાંનો જે કુદરતી સંબંધ છે તે તુટી જાય છે અને તેને લીધે માબાપને કેટલું કષ્ટ ભોગવવું પડે છે તેનું વર્ણના અન્ત કોણ આણી શકે? એક ખરાબ છોકરો ઉત્પન્ન થયાથી કોઈ વખતે માબાપને એટલો મોટો ક્લેશ તથા મર્મવેદના થાય છે કે તે જોવાથી હૃદય ચીરાઈ જાય છે. તેવી યાતના પોત પોતાની ગેર વાજબી વર્ત્તણુકનું ફલ છે, તે તે વેળાએ નહિ સમજ્યાથી, વિદ્રતાના ઉપર દોષ લગાડીને થોડોક શાન્ત થાય છે. ઘણા માણસોનો એવો વિચાર છે કે, છોકરાં ઘણા જ ખરાબ છે, તેને જલદીથી નિશાળે મૂકવાં જોઇએ, મેહેતાજીના મારથી તથા તેના ધાકથી બધા દોષ એકદમ જતા રહેશે. ઘણાક મહેતાજીઓ એવા છે, તેઓ મીઠા વચન કહીને તથા ઉપદેશથી કોઈ ખરાબ છોકરાંની વર્ત્તણુક ન સુધારી શકયાથી પોતાનો પ્રભાવ દેખાડવા માટે મારીને તેના દોષ સુધારવાની તજવીજ કરે છે. એવી રીતે અજ્ઞાન બાળકો અપરિણામદર્શી માબાપની આગળ રહીને ખરાબ ચાલ શીખે છે, પછી શિક્ષકની આગળ તે ખરાબ ચાલની સજા ભોગવે છે. ઘણાક મહેતાજીઓ ક્રૂર વ્યવહારથી પોતાના પદના ગૌરવપર એકીવારે પાણી મૂકે છે અને પોતે ઘાતક થાય છે. જો માબાપ બાળકોને બાલ્યકાળથી નીતિનું શિક્ષણ આપે તો અતિ સહજમાં તેઓની બુદ્ધિવૃત્તિયોની ઉન્નતિ થાય. તેઓ જો છોકરાંને નમ્ર તથા વિનીત કરીને શિક્ષકને સોંપે, તો શિક્ષક સહજમાં તેઓને વિદ્યાભૂષણમા ભૂષિત કરી શકે; બાળકો વિદ્યાલયમાં જે જે ઉપદેશ મેળવે છે, તે જો ઘરના મા-

ણુસોમાં જોવામાં આવે તો તે ઉપદેશ અનાયાસે સમજીને ઇચ્છેલું ફલ ઉત્પન્ન થાય. પણ જો તેઓ સર્વદા ઘરમાં અસત્ વ્યવહાર જુએ, તો નીતિવાળા પુસ્તકો વાંચ્યાથી અથવા શિક્ષકની આગળથી સારી શીખામણ મળ્યાથી તેઓને વિશેષ લાભ થતો નથી. ઉપદેશ મેળવવાના કરતાં દૃષ્ટાંત જોવાથી વધારે ફળ ઉત્પન્ન કરે છે. એટલા માટે છોકરાંની ધર્મ તથા નીતિની કેલવણી આપવા માટે તેઓ નીતિશાસ્ત્રને અનુસરતા કામ કરવા જોઇએ અને અવકાશાનુસાર રામચન્દ્ર, યુધિષ્ઠિર, સીતા વગેરે પ્રસિદ્ધ મહાન્ પુરૂષોનાં ચરિત્રો કહીને બાળક બાલિકાઓને તેની નકલ કરવાની ઇચ્છા બળવાન્ કરવી જોઇએ. કારણ કાર્યથી સાધુ વ્યવહારનો અભ્યાસ નહિ થયાથી કેવળ દયા, ન્યાય, વગેરે દૃષ્ટાન્ત જોવાથી અથવા સાંભળ્યાથી તથા તે તે વિષયનો ઉપદેશ મેળવ્યાથી ઉત્તમ પ્રકારે ફલદાયક થતું નથી. ઉપદેશના પ્રમાણે કામ ન કરાવ્યાથી શું છોકરાં સારી રીતે ધર્મશીલ તથા નીતિમાન થઈ શકશે ? એટલામાટે બાળકોને સારી શીખામણ આપીને તેઓ જેના યોગે શીખામણ પ્રમાણે કામ કરે તે વિષે યત્નવાન થવું એ માબાપનું, શિક્ષકનું તથા બીજા રક્ષકોનું કર્ત્તવ્ય છે. છોકરાને યોગ્ય શિક્ષકના હાથમાં સોંપીને નિરાતે બેસવું ન જોઇએ. શિક્ષક કેવી રીતે કેળવે છે, છોકરાં કેવી રીતે કેળવણી લે છે, હમેશાં શા શા વિષય શીખે છે, છોકરાંની વર્તણુંક કેવી છે ઇત્યાદિ વિષયપર બનતી તપાસ કરીને જાણી લેવું એ માબાપની ફરજ છે. એમ કર્યાથી છોકરાં શીખવામાં ઉત્સાહ યત્ન તથા આનન્દ વધારશે, છોકરાંના ઉપર માબાપનું ઉપરીપણું સાચવ્યાથી શિક્ષકનું કાર્ય પણ સહેલાઈથી થાય છે.

---

# પિતા માતાની શિક્ષણ પદ્ધતિ.

બાળકોના શાસન તથા શિક્ષણ વિષય એક વાત સર્વદા યાદ રાખવી જોઇએ. ઘરમાં ન્યાય પૂર્વક સ્વતંત્રતા અને ન્યાય પૂર્વક શાસન બે રાખવા જોઇએ. બાળકો નાચતા રમતા ફરે જાણે તેઓને જોનાર કોઈ નહિ હોય, તોપણ ગેરવાજબીના માર્ગ ઉપર પગ મૂકતાજ જાણી શકે કે એક જણ અથવા બે જણની નજર તેઓની સાથે સાથે ફરે છે.

જે ઘરમાં ક્રોધશીળ માબાપ છે તે ઘરમાં બાળકોનું મન રમતું નથી; જેમ માછલીઓ નહિ રમ્યાથી વધતી નથી, તેમ બાળકોનું મન ન રમ્યાથી વધતું નથી.

એવા ઘણા અભણ માબાપો જોયા છે કે તેઓ ધારે છે કે છોકરાં રમવામાં જે વખત ગાળે છે તે વખત નકામો ખર્ચ છે, અને રાત દિવસ પુસ્તકોમાં નજર રાખે તો તેની ખરી ઉન્નતિ થાય છે. એ ખોટા વિચારથી દોરવાઇને તેઓ બાળકોનું રમવાનું સહન કરી શકતા નથી. એવા માણસનાં છોકરાં માંદાં, તવાયલાં, નિષ્પ્રભ, જડ સ્વભાવના થઇ જાય છે.

છોકરાંને રમવામાં હરકત નાખવી તો દૂર રહી પણ તેઓને જે કેળવણી આપવામાં આવે, તે પણ જો રમતની અન્દર અપાય તો ઘણુંજ સારૂં પરિણામ થાય. બાળક અક્ષર ઓળખતો નથી, તરેહવાર રંગના પાના અથવા ચિત્રો લઇને તેની જોડે રમવાનો આરંભ કરો, હસતાં હસતાં બે દિવસમાં શીખી જશે.

સુબોધ અને આજ્ઞા પાળનાર છોકરાંની જનમંડળમાં ઘણી પ્રશંસા થાય છે, પરન્તુ તેને સુબોધ તથા આજ્ઞા પાલન કરવા જતા ઘણી વખતે કઠોર શાસનથી તેના ભવિષ્યનું મનુષ્યત્વ મેળવવામાં

હરકત નાંખવામાં આવે છે, તે ઘણુંકો વિસરી જાય છે.

- છોકરાં રમે છે બોલાવ્યાં પણ આવ્યાં નહિ, એક વસ્તુ લાવવાને કહ્યું પણ તેઓ લાવ્યાં નહિ, એ જેટલો જોઇએ તેટલો દુઃખનો વિષય નથી; પણ બીજો એક માણસ ક્લેશ પામે છે તે જોઇને તેઓને દુઃખ ઉપજ્યું નહિ, એક ખરાબ કામ કરીને તેઓ ખરૂં બોલવાને હિમ્મતવાન થયા નહિ, એક વર્ત્તણુક જોઇને અથવા પોતે કરીને દુઃખિત થયા નહિ એ વધારે અફસોસકારક છે.

ત્યારે બાળકોના મનમાં જે આવે તેજ કરવા દેવું જોઇએ, એમ પણ થવું ન જોઇએ; એવી રીતે જો તેઓ વર્તે તો ભવિષ્યમાં ઇચ્છા તથા ઇચ્છેલી વસ્તુ મેળવવામાં વિલંબ સહન કરશે નહિ. ધીરજ અને સહનશીલતા જે આ બે મોટા ગુણો છે તે તેઓના ચરિત્રમાં ખીલશે નહિ. આજે જે ઇચ્છા ઉત્પન્ન થઈ છે તે પરમદહાડે મળશે, આ મહિનામાં જે પામ્યો નહિ તે બીજે મહિને મળશે, આવી રીતે તેઓને સહનશીળતાની કેળવણી આપવી જોઇએ. તેઓની ગેરવાજબી ઇચ્છામાં હરકત પુગાડીને તેઓને ધીરજનું શિક્ષણ આપવું જોઇએ. ભવિષ્યમાં તેઓ પોતાની શુભ ઇચ્છાથી અશુભ ઇચ્છાને કબજામાં રાખતા શીખશે, માબાપના શાસનને તેનો પૂર્વાભાસ તથા આરંભ કરેલો ધારશે.

મીઠાં વચન, દૃઢ પ્રતિજ્ઞા, સર્વના ઉપર માબાપની સાધુતા, બાળકોના શાસન તથા શિક્ષણના સર્વ મોટા ઉપાયો છે.

એક પિતાએ છોકરાને જુઠું બોલવાને માટે માર્યો, ત્યારપછી તરત તેની સામે એક ચાકરને જુઠું કહેતા શીખાડયું. તેના મારવાનું ફળ કયાં રહ્યું? ઘણુંક મૂર્ખ માબાપો પોતે જે દોષમાં દોષી હોય છે, છોકરાંને તે દોષને માટે સજા આપે છે, એના કરતાં બીજી

મૂર્ખતાની કલ્પના કરી શકાતી નથી, પોતાને પહેલાં સુધારીને પછી બીજાને સુધારવાનું કહ્યાથી સારૂં ફળ ઉત્પન્ન થાય છે.

છોકરાંને તાબેદાર કરવાનો પાયો શ્રદ્ધા છે, શ્રદ્ધાનો પાયો ચારિત્ર છે. જે માબાપના ચરિત્રના ઉપર છોકરાંની શ્રદ્ધા નથી, તેઓને વધારે વાર સુધી શાસન કરવાથી ફાયદો થતો નથી.

કુટુમ્બમાં કોઇ માણસ પારકાની એક વસ્તુ ગેરવાજબી રીતે લાવ્યો છે, તે જોઇને એક ગૃહસ્થ ઘણોજ અફસોસ કરે છે, મનના કલેશથી ખાવા પીવામાં સુખ માનતો નથી, અને જ્યાં સુધી તે વસ્તુ જેની છે, તે પાછી નહિ આપવામાં આવે, ત્યાં સુધી તે સ્થિર રહી શકતો નથી, બાળકનું આ ભાવપર લક્ષ ગયું ને એનાથી જે શિક્ષણ સ્વાભાવિક રીતે મળ્યું, તે તેને દશ દહાડા પાસે બોલાવીને કહેવું કે "પારકી વસ્તુનો લોભ કરતો ના." આવી સુખની શીખામણ આપ્યાથી મળત નહિ.

બાળક બાળિકાઓને ઉપદેશ આપતી વખતે જોવામાં આવ્યું છે કે "આ કરવું જોઇએ પેલું ન કરવું જોઇએ." ઇત્યાદિ સાધારણ ભાવથી નીતિની શીખામણ આપવાના કરતાં કોઇ માણસના ચારિત્રનો ખરો બનાવ તારવી કાઢીને વાર્તાની ઢબે કહ્યાથી તે જલદી ગ્રહણ કરી શકે છે. એટલામાટે વાર્તાથીજ તેઓને ઉપદેશ આપવો જોઇએ.

છોકરાંના લાલનપાલન વિષે એક વાત સર્વદા માબાપોએ યાદ રાખવી જોઇએ. ઘર બાળકને એવી જગા થવી જોઇએ કે, જ્યાં તેઓના સુખમાં ઓછાપણું રહે નહિ. એટલે તેઓની રૂચિ, ઇચ્છા તથા આકાંક્ષા સર્વે પૂર્ણ થવાનો ઉપાય રહે, માબાપની જોડે એવો ગાઢો સંબંધ બંધાય કે માબાપને મિત્રની પેઠે જાણે અને અસંકો-

ચથી તેઓને મનની વાત કહે. જો ઘરમાં મનની વાત નહિ કરી શકે તો એ વાત કહેવાને માટે માણુસને બહારથી શોધશે. તેમ થવું સારૂં નથી, તેમાં વિપદ છે.

બાળકોને મારથી તથા ધાકથી શાસનમાં રાખવા એ યુક્તિવાળું કામ નથી. આપણે ગુસ્સાને તાબે થઇને જ્યારે મારીએ છીએ, ત્યારે ધર્મના નિયમમાં હરકત પુગાડીએ છીએ, કારણુ કે માણુસ ઉત્તેજનને તાબે થઇને જે કામ કરે છે, તેમાં ઘણુંકરીને ન્યાયને સાચવી શકતો નથી, નાના પાપથી મોટી સજા થાય છે. શરીરની સજાના કરતાં દંડ સ્વરૂપ તેઓની પ્રિય વસ્તુઓથી જો તેઓને છેટા રાખવામાં આવે, તો વધારે સારૂં ફળ નીપજે છે. છોકરાંને કહ્યું કે, જો તું ખરાબ કામ તથા ગેરવાજબી કામ કરીશ, તો તને જે સારી છત્રી આપી છે તે લઈ લઇશ. તે અપરાધી થયાથી તેમ કરવું, એ સજા તેના અન્તઃકરણમાં લાગશે અને ઘણા દિવસ સુધી યાદ રાખશે.

સર્વદા મારવું જરૂરનું નથી; પરન્તુ ગેરવાજબી કામ કર્યાથી હું છુટીશ નહિ, એક માણુસ જોવા માટે તથા ખબર મેળવવા માટે મારી પછવાડે માણુસ છે, એટલું જ તેના મનમાં હોય તો તેઓ ઘણુંકરીને સારે માર્ગે ચાલશે.

છોકરાં કોઈ કોઇ વખતે સાધુ ભાવથી ચલિત થઇને ઘરની નુકસાની કરે અથવા ગેરવાજબી કામ કરે, માબાપની અવસ્થા ન જાણુતાં દાન કરવા ઇચ્છે, એકમેકને મદદ કરવા જતાં ઘરની વસ્તુનો નાશ કરે, બીજા છોકરાંનું ભલુ કરવા જતાં પોતાને વિપદમાં નાખે. આવી જગાએ માબાપને ઘણો વિચાર કરવાની તથા સંકટની જગા છે. એક બાજુએ તેઓએ જે નુકસાન અથવા ગેરવાજબી કામ કર્યું

છે તે દેખાડવું અને સુધારવું એ જેમ જરૂરનું છે, તેમ બીજી બાજુએ સાધુભાવ તથા ઇચ્છાને તાબે થઇને કામ કર્યું છે તેના ઉપર સન્તોષ દેખાડવો અને તેનું પોષણ કરવું એ કર્તવ્ય છે. ઘણાંક મૂર્ખ માબાપો ગુસ્સે થઇને તે વેળાએ સુધારવા જતાં તેઓના હૃદયના સાધુભાવોને પગ નીચે કચરી નાખે છે. ઘરની નુકસાની થયા છતાં એ સમય તેઓને તિરસ્કાર ન કરવો એ ઉત્તમ છે.

જીવતા સાપ ઉપર પગ મૂકો તે સારો પણ છોકરાંના વિવેકના ઉપર પગ મૂકવો સારો નથી. સાવચેત ! સાવચેત ! એવું કામ કદી કરશો ના. તેની ધર્મબુદ્ધિ તેઓને જે માર્ગ દેખાડે, તે જો તેઓને વિપદ્ લાગે, મૃત્યુનો માર્ગ થાય, સર્વ ખરાબીનો માર્ગ જણાય, તોપણ તેઓના વિવેકને આદર કરજો; ભયથી તેઓને વિવેકના વિરૂધ વર્તવામાં લગાડતા ના. જો બની શકે તો વિવેકનો ખરો રસ્તો દેખાડવાનો યત્ન કરો, જો અસમર્થ હો તો મનમાં ને મનમાં દુઃખિત થાઓ, પરન્તુ તેના મનુષ્યપણામાં તથા મહત્વના ઉપર હાથ નાખશો ના. વિવેકને જો મ્લાન કરશો તો તેઓનું મનુષ્યપણું રહેશે નહિ.

" છોકરાં મારા કહ્યા પ્રમાણે ઉઠે, મારા કહ્યા પ્રમાણે બેસે. " એવી ઇચ્છા ન કરતાં સ્વતંત્ર રીતે વિચાર કરે, એટલુંજ નહિ પણ મારી ખોડ તથા ભૂલો અસંકોચથી દેખાડે, અને પોતાનો કર્ત્તવ્યનો માર્ગ પોતે જોઈ લે, એવું મનુષ્યત્વનું શિક્ષણ આપવાની ઇચ્છા કરો. તેજ ઉદાર માબાપનું કર્ત્તવ્ય છે. આવી રીતે એક માણસ થયાથી દશ માણસો તૈયાર થાય છે.

બાળકો જ્યાં સુધી મોટા ન થાય, જ્યાં સુધી તેઓની વિચાર શક્તિ તથા વિવેક ન ખીલે, ત્યાં સુધી માબાપે જે સારો માર્ગ જાણે

તે રસ્તે તેઓને ચલાવવા જોઇએ. પણ તેઓની યુક્તિ તથા વિવેકને ખીલવવાનો યત્ન કરવો જોઇએ. આપણાં કામોની યુક્તિયો યથા રીતે તેઓને સમજાવવાનો યત્ન કરવો જોઇએ; અને ન્યાય અન્યાય દેખાડવા જોઇએ. ઘણાકો ઇચ્છે છે કે બાળકને કેવળ હુકમથી ચલાવવા જોઇએ પણ એ તેઓની ભૂલ છે; તેઓની જોડે પણ યથાસાધ્ય બુદ્ધિશાળી જીવની પેઠે વ્યવહાર રાખવો જોઇએ.

બાળકો સર્વદા ઘરમાં ત્રણ વસ્તુઓ જોઈ શકે. ૧ સત્યના ઉપર નિષ્ઠા, ૨ જીવના ઉપર પ્રેમ, અને ઈશ્વરનો ઉપર ભક્તિ. આ ત્રણ હેવા રહેવાથી તેઓ મનુષ્યપણામાં આવશે.

---

# શું યુનિવરસિટીની શિક્ષણ પદ્ધતિ ઉત્તમ છે!

યુનિવરસિટીની શિક્ષણ પદ્ધતિના ઉપર અમારો પહેલો વાંધો એ છે કે એમાં કેટલાક જ્ઞાનની વાર્તા સંભળાવે છે, જ્ઞાન સ્પૃહાને ઉત્તેજિત કરતી નથી; પારકાના કેટલાક વિચારો મનમાં ઢાળે છે, વિચારશીલતાને ઉદ્દીપ્ત કરતી નથી. પરીક્ષા તથા પાસ થવાના ઉપર મોટી નજર હોવાથી શિક્ષક તથા વિદ્યાર્થી એઉની જ્ઞાન સ્પૃહાને ઉદ્દીપનાના ઉપર યત્ન નહિ હોવાથી કેટલાક જાણવા જેવા વિષયના ઉપર યત્ન કરવામાં આવે છે; હૃદય મનનું વિસ્તારપણું તથા વિચારશીળતા મેળવવા કરતાં પારકાના વિચાર મેળવવાની તરફ પ્રવૃત્તિ રહે છે. જો તેઓ પોતાના જ્ઞાન વિસ્તારની મતલબથી તેઓના મુકરર પુસ્તક વાંચવાના કરતાં વધારે બીજાં પાંચ સાત પુસ્તક વાંચવા ચાહો, તો તે તરફ શિક્ષક કે વિદ્યાર્થી કંઈપણ ધ્યાન આપતા

નથી. તેઓ તે પાઠ પુસ્તકના કેટલાક વિષય લઇને ઉનમત્ત હોય છે.

બીજો વાંધો એ છે કે એક અતિરિક્ત પ્રતિદ્વન્દ્વિતા તથા ઉત્તેજનામાં પડવાથી વિદ્યાર્થિયોના મસ્તક અતિ માત્ર ઉત્તેજિત થાય છે; તેઓ પોતાના શરીર તથા મનને અપકાર કરે છે.

ત્રીજો વાંધો એ છે કે યુનિવરસિટીની સેનટે જે મુકરર કર્યું છે તેના શિવાય બીજા ઘણા જાણવા જેવા તથા શીખવા જેવા વિષયો છે, તેનું શિક્ષણ આપવાનો લાગ મળતો નથી. પહેલાં ગુજરાતી ભાષા સારી રીતે શીખતા નથી, દુધીઆ દાંત પડવાની પહેલાં ઠટમટથી અંગ્રેજી શિક્ષણ આપવાની પદ્ધતિ બાળકોના મનના વિકાશને કમજોર કરી નાખે છે.

ચોથો વાંધો એ છે કે ધર્મ તથા નીતિને આપણે સર્વથી ઉપર જગા આપવા ઇચ્છીએ છીએ, વિશ્વ વિદ્યાળયની પદ્ધતિ મૂંગે મોઢે એ કહે છે કે ધર્મ તથા નીતિનું શિક્ષણ માનવની શિક્ષણના અંતર્ભૂત નથી. તમે અસત્ તથા અધર્મિક છો કે નહિ તેની સાથે આપણો સંબંધ નથી, તમે આટલું સાહિત્ય, આટલું અંકશાસ્ત્ર, આટલું સંસ્કૃત, આટલો ઇતિહાસ શીખ્યા છો કે નહિ આપણુ તેજ જોવા ઇચ્છીએ છીએ; એ જો શીખ્યા હોય તો અમારી આપેલી ડીગ્રી લઈ જાઓ. આ નિઃશબ્દ શિક્ષણનું ફળ,—ધર્મ—શિક્ષણને શીખેલા માણસોને હીન કરે છે.

---

# વ્યક્તિગત શિક્ષણ પદ્ધતિ.

જો કોઈ પાઠશાળા અથવા વિશ્વવિદ્યાલય પોતાના વિદ્યાર્થિયોને એક નમુનાના કાચબામાં ઢાલવાનો યત્ન કરે અર્થાત્ તેઓને દરેકને

પોતાનું પોતાપણું ન ખીલવતાં જો એક સાધારણ આદર્શથી બધાને કરવાનો યત્ન કરે, તો સમજાય છે કે તે પાઠશાળા અથવા વિશ્વ-વિદ્યાલય ખરેખરાં શિક્ષણો આપવામાં ઘણાંજ અયોગ્ય તથા અસમર્થ છે. ખરૂં શિક્ષણ શું છે? પોતાનું ઉત્કર્ષ કરવું-ઉન્નતિ કરવી. જે આત્મામાં છુપી રીતે રહેલું છે તેને ઉપર લાવવું-ઉન્નત કરવું. પોતાપણાને ખેડવું-પોતાને પોતાનું યથાર્થ અનુરૂપ કરી મૂકવું. કોઈ માણસ વિશેષને એક સ્થાનીય આદર્શનો અથવા લૌકિક આદર્શના જેવો કરીને ઘડવા જતાં, શિક્ષણનો ઉદ્દેશ નિષ્ફળ થઈ જાય છે. સૌભાગ્ય ક્રમથી આ સીધું કહેવું, હમણા પહેલાના કરતાં સમજવા પામ્યા છે. તેની સાક્ષી, પુત્રબ્લો તથા કલરોડાની સરકારી પાઠશાળામાં આજ કાલ વ્યક્તિગત શિક્ષણપદ્ધતિ પ્રમાણે શિક્ષણ આપવામાં આવે છે. ત્યાંની વિદ્યાલયોનો ઈન્સ્પેક્ટર સાચે એજ્યુકેશન-રિવ્યુમાં આ વિષય વિગતવાર લખે છે. "અહીંનાં વિદ્યાલયો જે આદર્શથી બનાવ્યાં છે તેનું મોટામાં મોટું લક્ષણ વ્યક્તિત્વની રક્ષા છે. દરેક ભણનાર વ્યક્તિભાવથી કામ કરે છે, વ્યક્તિભાવથી ઉન્નતિ કરે છે, વ્યક્તિભાવથી ઉચ્ચશ્રેણીમાં ઉન્નત થાય છે અને વ્યક્તિભાવથી પરીક્ષાના ચિન્હની ડીગ્રીમાં ધીરે ધીરે વધે છે. વિદ્યાર્થિયોની સુખાકારીનો સર્વથી મોટો વિચાર કરવાનો વિષય છે; શરીરની આત્મોત્કર્ષની સર્વાંગ સંપૂર્ણ એક પદ્ધતિ ચલાવવામાં આવી છે. ૬થી ૬॥ સુધી વાંચવાનો કાળ નિર્ધાર્યો છે-તેના શિવાય કંઈ કામ કરવામાં આવતું નથી, સ્કુલના બધા ભાગમાં કિંડરગાર્ટન નામની પર્યવેક્ષણ પ્રધાન શિક્ષણ પદ્ધતિ અનુસૃત થાય છે. પ્રત્યેક વિદ્યાર્થિ પોતાનું કામ જ્યાં સુધી કરી શકે ત્યાં સુધી કરે છે, દરેક ઓરડામાં કેટલાક નિશાળિયાઓના

જૂદા જૂદા ટેબલો છે, ત્યાં બેશીને પૃથક્ ભાવથી પોતપોતાનાં કામ કરે છે-શિક્ષક તેઓને હારબંધ ઉભા કરાવીને અથવા મનોરંજન કરવાનો પ્રયત્ન કરીને અથવા ભાષણ આપીને અથવા વ્યાખ્યા કરીને વખત ગાળતો નથી. તે દરેકના ટેબલની પાસે જઇને વિદ્યાર્થિયોનો મદદગાર સ્વરૂપ થઇને ઉત્સાહ તથા શી રીતે કરવું તે તેઓ શીખવે છે. તેઓ આત્મ-નિર્ભરનો અભ્યાસ કરે તથા કામને માટે કામ કરવામાં વિદ્યાર્થિયોની સ્વતંત્રતા પ્રસ્ફુટિત થાય. એવું શિક્ષણ આપવામાં આવે છે. બીજો કોઇ ઉદ્દેશ તેઓની સામે ધારણ કરવામાં આવતો નથી. કામ કર્યાથી કંઈ ઈનામ આપવું અથવા કંઇ ચિહ્નથી ચિહ્નિત કરવું અથવા કોઇ જાતનું બહારનું સન્માન પ્રકાશ કરવું-એમાંનું કંઈપણ થતું નથી-ટૂંકામાં તેની દરકાર પડતી નથી. ગમે તેમ હો, દરેક માણસના સ્વતંત્ર કામ સુશૃંખલાક્રમથી નિરૂપિત થાય છે અને વિભિન્ન વિદ્યાથિયોનો ઉન્નતિક્રમ રીતસર લખી રાખવામાં આવે છે-તેના ઉપરથી દરેક વિદ્યાર્થીની કેટલી ઉન્નતિ થઇ છે તે સ્વતંત્રરૂપથી જાણવામાં આવે છે.”

કેવળ વાતચીત કહીનેજ હાલની ભાષાઓને શીખવાડવામાં આવે છે. વ્યાકરણના કોઇપણ મુકરર ગ્રંથ વંચાવવામાં આવતા નથી. મિ૰સાર્ચે કહે છે કે, તે પદ્ધતિનો પ્રતાપ એવો છે કે એનાથી વિદ્યાર્થિયોની તનદુરસ્તીની વૃદ્ધિ થાય છે, અને આત્મનિર્ભરનો અભ્યાસ થાય છે. તેના તાબેના દરેક નિશાળિયાજ નિશાળિયાના આદર્શસ્થળ છે. એના યોગે વધારે કામ કઢાય છે, સંપૂર્ણ ભાવે કામ કરવામાં આવે છે. અને ઉત્સાહપૂર્વક કામ કરવામાં આવે છે. એમાં કોઇપણ નિરુત્સાહવાળો થતો નથી. જેઓ બુદ્ધિમાં 'જેટલા જોઇએ તેટલા ઉજ્વલ નથી, તેઓને વધારે બુદ્ધિમાન્ વિદ્યાર્થિયોની મદદમાં રહેવું

પડતું નથી. ઓછી બુદ્ધિના નિશાળિયાઓને વધારે બુદ્ધિના છોકરાંની સાથે ખેંચાવું પડતું નથી. અર્થાત્ સ્વતંત્ર ભાવથી કામ કરવાને દરેકને અવસર આપવામાં આવે છે.

---

# માનસિક ઊન્નતિના નિયમ.

હારબર્ટ સ્પેનસર કહે છે કે, ચિત્તવૃત્તિની પ્રાતિભાતિકતા અર્થાત્ પરોક્ષતા (representativeness) જેટલી વધે છે, તેટલો માનસિક ઉન્નતિનો પ્રકાશ થાય છે. સાક્ષાત્ ઇન્દ્રિયબોધસમુહ જ્યારે પ્રતિભાતિક આકારમાં આવે છે, ત્યારે જ આપણને વસ્તુજ્ઞાન ઉત્પન્ન થાય છે. વળી વસ્તુજ્ઞાન પ્રતિભાતિક આકાર ધારણ કરીને સહજ યુક્તિની પતન ભૂમિ થાય છે. વળી સહજ યુક્તિના સિદ્ધાંતો પ્રતિભાતિક આકારમાં આપીને જટિલતા યુક્તિનું અવલંબન કરે છે. આવી રીતે સાક્ષાત્ ઇંદ્રિયબોધના છેટાપણાના પ્રમાણે માનસિક ઉન્નતિનું પરિમાણ મુકરર થાય છે.

બાળકની જંગલી અને સુધરેલા મનુષ્યોની ચિત્તવૃત્તિનો ઉદ્યમ તથા ઉન્નતિની ભિન્ન ભિન્ન અવસ્થાની પર્યાલોચના કરી જોયાથી જ આ વિષય સ્પષ્ટ રીતે સમજાશે. ખોળાપરનું બાળક જે સામે મળેછે તેને મુખમાં પ્રવેશ કરીને લે છે. તેના ઉપરથી પ્રકાશ થાય છે કે તેના અન્તઃકરણમાં સાક્ષાત્ અનુભૂતિનું પ્રાધાન્ય છે. જે બાળક જરા મોટું થયું છે, તે રમકડાંના કકડા કરીને જુએ છે, પાનાનું ઘર બનાવેછે, પુષ્પ વીણીને એકઠાં કરે છે. તેમાં તેની પ્રત્યક્ષ જ્ઞાનવૃત્તિની વધારે પરિચાલના જોવામાં આવે છે. સાક્ષાત્ અનુભૂતિયો પ્રતિભાતિક અનુભૂતિના સહયોગથી તે ચારે બાજુની વસ્તુના ગુણ તથા ક્રિયાના

સંબંધમાં જ્ઞાન મેળવવામાં પ્રવૃત્ત થાય છે. વિશેષ કરીને જ્યારે તે ઘરમાં થતા કામની નક્લ કરીને પુતળા પુતળી લઇને રમે છે, ત્યારે એ પ્રતિભાતિક અનુભૂતિ વધારે જાજવલ્યમાન પ્રકાશ થયલી જોવામાં આવે છે. બાળક તથા અસભ્ય માણુસની પ્રતિભાતિકતા એના કરતાં પણ વધારે પ્રકાશ પામે છે. પણ તે પ્રતિભાતિકતા તેઓના દરરોજના જીવનના બનાવોને છોડી દેતા નથી. દુઃસાહસિક કાર્ય, બાહુબલ તથા નિપુણતા બધને રેપારિયા બધા જંગલી માણુસની વાતચીતના વિષય—અને યુવકવૃન્દની આસમાની કલ્પનાનો ખોરાક છે.

આ બધી પ્રતિભાતિ કેવળ માણુસ વિશેષના કાર્ય કલ્પનામાં બંધાયલી છે. કેવળ સુધરેલી સમાજના માનવોને પરિપક્વ ઉમ્મરમાં પ્રતિભાતિક અવસ્થાથી પ્રાતિપ્રતિભાતિક અવસ્થાની ઉચ્ચ ઉચ્ચતર પગથિયામાં ધીરે ધીરે ચઢતા જોવામાં આવે છે કે તેઓ વિશેષ વિશેષ માનવિક ક્રિયા પદ્ધતિયોને સાધારણ નિયમમાં સામેલ કરવાનો યત્ન કરે છે. ધીરે ધીરે મનુષ્ય જ્યારે જ્ઞાન ઉધમના ઉન્નત આદર્શમાં આવે છે, ત્યારે તેને ઉચ્ચતમ પ્રતિભાતિક વિચારમાં નિત્ય મગ્ન જોવામાં આવે છે. તેનું ઉદાહરણ ધારો કે, કોઈ સુધરેલા દેશનો રાજમંત્રી કોઈ સરકારી પત્રનો પ્રત્યુતર આપવામાં અસંખ્ય માણુસનો સ્વાર્થ તથા અલક્ષિત પ્રભાવ તેની કલ્પનાના પડદા ઉપર જાગ્રત રહે છે, કોઈ કાયદાનો ખરડો કરવાની વેળાએ તકરારના સમવય સાધારણ પ્રજાના મતામત વર્તમાનપત્રની સમાલોચના કેટલી બાજુએથી કેટલા વિચારો તેના મનમાં પ્રતિભાત થાય છે. અને તે કાયદો સમર્થન કરીને જ્યારે તેને ભાષણ આપવું પડે છે, ત્યારે પક્ષનું વિપક્ષનું સારૂં નરસું, લાગ અલાગ કેટલું તેને દેખાડવું પડેછે. આ બધું તેના બહુ દર્શને સમષ્ટિના પ્રાતિપ્રતિભાતિકનું ફળ છે.

જ્ઞાનના વિષયમાં જેમ જોવામાં આવ્યું તેમ અનુભૂતિના વિષયમાં પણ જોવામાં આવે છે.

બાળકના ચિત્તમાં ઐન્દ્રિયક સુખ દુઃખની સાથે આનંદ, ક્રોધ, ભય વગેરે અસ્પષ્ટ ભાવનો સંચાર થાય છે આ બધા ભાવ દૈહિક અનુભૂતિના સાક્ષાત્ પ્રતિભાતિ માત્ર છે. એનાથી વધારે ઉંચે ચઢતા નથી. અને આ બધા ભાવ નીચલી પંક્તિના જીવમાં પણ જોવામાં આવે છે. નાના બાળકના ચિત્તમાં વળી જરા જટિલતા ભાવનો પ્રકાશ દીઠામાં આવે છે. પ્રશંસા મેળવવાની ઇચ્છા અધિકારવાસના વગેરે પ્રવૃત્તિયો આ ઉમ્મરમાં સક્રિય થઈ પડે છે. એ પ્રવૃત્તિયો પ્રતિભાતિક પંક્તિમાં સામેલ છે. એના પછી જેમાં સહાનુભૂતિનો સંબંધ છે એવી ઉચ્ચતર પ્રવૃત્તિયોનો અભ્યુદય દીઠામાં આવે છે. બીજાના શુભ અશુભના ઉપર નજર, જે નાની ઉમ્મરમાં ઘણી દીઠામાં આવતી નથી, તે જરા મોટી ઉમ્મરે પ્રકાશ પામે છે. શ્રેણીના માણસ પ્રાતિભાતિકતાની નીચલી અવસ્થામાં બરાબર રહી જાય છે. ન્યાયપરતાના અંકુર માત્ર થાય છે તે જોવામાં આવેછે, તેનો પ્રાતિપ્રતિભાતિક અનુભવ તેની ઉપર ઘણો ચઢેલો જોવામાં આવતો નથી. પણ સુધરેલા માણસમાં—ઉચ્ચ આદર્શના સુધરેલા માણસમાં જનહિતૈષિતાનું એક મોટું લક્ષણ છે. એટલું જ નહિ પણ સાધારણ હિતને માટે કોઈ કોઈ વખતે તેઓને આત્મહિત વિસર્જન કરતાં દીઠામાં આવે છે. આ બધી જગાએ અત્યુન્નત પ્રાતિપ્રતિભાતિક વિચારો અત્યુન્નત પ્રાતિપ્રતિભાતિક ભાવોનો પ્રસવિતા છે. ચારે બાજુની સામાન્ય વસ્તુ ઇતર લોકોને ખેંચે છે, પણ જેઓ જ્ઞાન—ભાવે સમુન્નત છે તેઓ તે બધાને તુચ્છ કરીને એવી મહત્ કલ્પનાને મનમાં જગા આપે છે કે જેથી પ્રાતિપ્રતિભાતિકતા છેલ્લા શિખર

ઉપર આવે છે. માનવ સમાજની ઉન્નતિની સાથે જેટલું જૈબનિક કાર્યકલાપની બહુલતા તથા વિચિત્રતા બને છે, અજ્ઞાનપણું તથા બહુદર્શિતાની વૃદ્ધિ થાય, તેટલી મનની પ્રતિભાતિકશક્તિની વૃદ્ધિ થાય છે અને પ્રતિભાતિકશક્તિ જેટલી વધે છે, તેટલી માનવ સમાજની પણ ઉન્નતિ થાય છે. બેઉ એકમેકને આધારે છે. પ્રતિભાતિકશક્તિના ઓછાપણાથી દીર્ઘ કાર્ય કારણશૃંખલા જણાતી નથી. જ્યારે કોઈ જાતિમાં સમાજ બંધનની પૂર્ણતા થઈ છે, બહુ કાળ પ્રવાહી માણસ વિશેપના પરીક્ષિત જ્ઞાનનું ફળ પ્રથમાકારે થયું છે, ઘણા વર્ષોથી ચાલતા બનાવોને લખીને તેઓમાંથી પૂર્વ પરવૃત્તિતા—યોગ ઉદ્‌ભાવનનો લાગ મળ્યો છે, ત્યારેજ લાંબા કાળના કાર્ય કારણની શૃંખલા સામાજિક પ્રાકૃતિક તથા જૈબનિક કાર્ય પરિલાક્ષિત થઈ શકે છે. પ્રાતિભાતિક શકિતની વધારે ઉન્નતિ નહિ થવાથી આવું કદી બની શકશે નહિ. આ કારણથી પ્રાચીનકાળના જંગલીઓમાં દૂરદષ્ટિ ( લાંબી નજર ) ની ખોટ છે. ભવિષ્યના ફળાફળ, કાર્યનું દૂર-પરિણામ તેઓ પોતાના મનમાં સુસ્પષ્ટ રીતે ધારણ કરી શકતા નથી. કોઈ અનુપસ્થિત તે છતાં અવશ્ય થનારા બનાવને માટે તેઓ તૈયાર રહી શકતા નથી, ભવિષ્યના ફળાફળના ઉપર લક્ષ કરીને તેઓ પોતાની ઉત્તેજિત ઉઘમ પ્રવૃત્તિયોને દમન કરી શકતા નથી.

જનમંડળમાં જ્ઞાનની જેટલી બહુલતા તથા વિચિત્રતા થાયછે તેટલો વિચારનો ફેલાવો તથા પરિવર્તન શીલતાની વૃદ્ધિ થાય છે અને વિશ્વાસની દુર્ગમ્યતા ઓછી થાય છે. અનુન્નત સમાજના લોકોના જ્ઞાનની ગતિ સંકીર્ણ તથા સીમાવાળી હોય છે. એકના માર્ગથી તે સંકિર્ણ થતી આવે છે, બીજા માર્ગનું અસ્તિત્વ પણ તેઓ ઉપલબ્ધ કરી

શકતા નથી, સર્વદા જે ઉપાય અવલંબિત થતો આવે છે તેના શિવાય બીજો ઉપાય પકડવામાં તેઓ અસમર્થ હોય છે. તેઓના વિચારને એક તરફથી બીજી તરફ ફેરવી શકશો નહિ, પોતાની ભૂલ તેઓ પોતે સમજી શકતા નથી—જે એકવાર માને છે તે છોડવા ઇચ્છતા નથી, પણ સુધારાની જેમ જેમ વૃદ્ધિ થાય છે, તેમ તેમ વિચારનો પ્રસાર તથા વિચારની સ્વતંત્રતા વધે છે. ચાલતાં વિશ્વાસોને ફરી સમાલોચના કરવા જતાં ભૂલો નીકળે છે-અને એકવાર ભ્રમ નીકળ્યાથી ભવિષ્યમાં પણ ભ્રમની સંભવના રહી શકે છે; આવી રીતનો સંદેહ ઉત્પન્ન થાય છે-તેથી પોતાના સિદ્ધાંત અભ્રાન્ત છે આવો અંધ વિશ્વાસ તેનામાં રહી શકતો નથી. ભ્રમ નીકળ્યાથી તેઓ પોતે મન ફેરવવામાં પણ વિમુખ થતા નથી.

જંગલી માણસો કેવળ સ્થૂળ બનાવો પૃથ્થકરણની રીતે જુએ છે. તેઓમાં કોઈ સાધારણ નિયમ જોવા પામતા નથી—પણ જનમંડળની જેટલી ઉન્નતિ થાય છે, પ્રતિભાતિકશક્તિની જેટલી વૃદ્ધિ થાય છે, તેટલી સ્થૂળ બનાવમાંથી સૂક્ષ્મ નિયમ આવિષ્કૃત થાયછે. વિચિત્રતામાં એકતા ઉપલબ્ધિ થાય છે, કાર્યનાઉપયુક્ત કારણ નિર્દ્ધારિત થાય છે અને સર્વ વિષયનું યથાર્થ નિરૂપણ કરવાનો યત્ન કરવામાં આવે છે.

---

# શિક્ષક એ બાળકની બુદ્ધિને ખેડનારો છે.

શિક્ષકનું કામ સારીરીતે બજાવવું એ ઘણું જ મુસ્કેલ કામ છે. પોતાની મતલબ સ્પષ્ટ રીતે કહેવી એ ઘણું જ ભારે કામ છે. વિસ્તારીને કહેવાની શક્તિ બધા માણસોમાં હોતી નથી, હોવા છતાં

ઘણાકો તે અભિપ્રાય નાનાં નાનાં બાળકોને સમજાવવાને સમર્થ થતા નથી. ઘણાક સુચતુર શિક્ષકના શીખવ્યાથી નિશાળીયાને સુખબોધ ન થયાથી મરૂભૂમિમાં પડેલા બીજની પેઠે નકામું થઈ જાય છે. જૂદાં જૂદાં ખેતર જૂદો જૂદો પાક કરવાની શકિત ધરાવે છે. જેમ કોઈ ખેતરમાં કેવા પ્રકારનો પાક થવાની શકિત છે તે ન જાણતાં કેવળ બીજ વાવ્યાથી એકસરખો પાક થતો નથી, તેમ પુષ્કળ બાળકોની સ્વાભાવિક મનોવૃત્તિ હોવાથી તેને લગતો ઉપદેશ મળતાં જ સુશિક્ષણ જલદીથી મળી શકે છે. ખેતીના કામની સાથે શિક્ષકના કામનું ઘણીકરીતે મળતાપણું જોવામાં આવેછે. કયા સમયમાં કયા ખેતરમાં કયો પાક ઉત્પન્ન થઈ શકે એ જાણવું ખેડુતને જરૂરનું છે, તેમ કયા સમયમાં બાળકના મનની કઇ વૃત્તિ પ્રબળ હોય છે અને કયા સમયમાં કયો ઉપદેશ આપ્યાથી તેઓ વગર હરકતે તે ગ્રહણ કરવામાં સમર્થ થાય છે એ જાણી લેવું એ શિક્ષકને જરૂરનું છે. ખેતરને ખેડવું, ખાતર પૂરવું, યથાકાલે બીજ વાવવાં, સમયને અનુસરીને પાણી સિંચવું અને નુકશાન કરનારા છોડવાને કાઢી નાખવાઃ વગેરે ન કર્યાથી જેમ ખેડુતની મહેનત સારીરીતે સફળ થવી મુશ્કેલ પડે છે, તેમ બાળકોની ખરાબ પ્રવૃત્તિ નિસ્તેજ કરીને તેઓના સુકોમળ મનરૂપી ખેતરને ઉપદેશ લેવા યોગ્ય નહિ કર્યાથી, યથા સમયે સદ્ઉપદેશ રૂપી બીજ ન વાવ્યાથી, અને દૃષ્ટાન્તથી ન કર્યાથી કોઈ શિક્ષક ફત્તેહમંદ થઈ શકતો નથી. જેઓએ થોડો કાળ ખરા શિક્ષણ આપવાના કામમાં ગાળ્યો હશે, તેઓએ જ આ વિષયનું કઠણપણું અનુભવ કર્યું હશે. જેઓના ઉપર ઘણા બાળકને શિક્ષણ આપવાનું કામ સોપાયલું હોય, તે કેવળ ઉપદેશ આપવો એથીજ પોતાની ફરજ અદા કરી શકતો નથી; પણ તેને વખતો વખત વ્યવસ્થાપક, ન્યાયાધિશ અને સજા આપનારનું કામ પણ કરવું પડે છે.

# શિક્ષકની મોટાઈ.

જે કામ પરિપૂર્ણ કરવામાં વધારે વિદ્યા, વધારે પરિશ્રમ, વધારે વિચાર અને અધિક નિઃસ્વાર્થ પ્રવૃત્તિની જરૂર પડે છે; જે કામનો બોઝો લીધાથી મોટો ભાર સહન કરવો પડે છે; જે કામથી જનમંડલનું સર્વ રીતે ભલું કરવાની સંભાવના છે, તે કાર્યનું જો વધારે ગૌરવ હોય તો શિક્ષકનું કામ સઘળાં કામોના કરતાં વધારે ગૌરવવાળું જરૂર કબૂલ કરવું પડશે. થોડી વિદ્યા, થોડો પરિશ્રમ, થોડો વિચાર અને થોડા ઉત્સાહથી શિક્ષકનું કામ સારી રીતે થઈ શકતું નથી. ડાક્ટરો ઔષધ આપીને તથા ખાવાની કરી પળાવીને શરીરનો રોગ મટાડીને લોકોનું જીવન બચાવે છે, તેમ શિક્ષકો યોગ્ય વાક્ય વગેરેરૂપી ઔષધ તથા ઉપદેશરૂપી કરી પળાવીને ખરાબ પ્રવૃત્તિરૂપ મનના રોગને મટાડીને લોકને ધર્મપરાયણ કરે છે. તેઓ જીવનનું જીવન જે અમૂલ્ય પરમ પવિત્ર જ્ઞાન તે જ આપે છે. લોકો વકીલના ઉપર વિશ્વાસ રાખીને તેઓના હાથમાં વિષયાદિ સાચવવાનો ભાર સોંપે છે; ડાક્ટરોના ઉપર વિશ્વાસ રાખીને તેઓના હાથમાં પ્રાણ સમર્પણ કરે છે, શિક્ષકના ઉપર વિશ્વાસ મૂકીને તેઓના હાથમાં વિષય તથા પ્રાણના કરતાં પણ વધારે પ્યારા જે છોકરાં તેના આલોકના તથા પરલોકના શુભ અશુભો અર્પણ કરે છે. જેઓ બાળકોને શિક્ષણ આપવાના કામમાં જોડાયલા છે, તેઓએ કેવો મોટો ભાર લીધો છે? તેઓના પરિશ્રમ તથા કેળવણીના ઉપર કેવળ બાળકનું આલોકનું તથા પરલોકનું મંગળ આધાર રાખેછે, એટલું જ નહિ પણ બાળકોના માબાપ, મિત્રો, અડોશીપડોશીઓના સુખનો, તેઓના પરિશ્રમ તથા યત્ન ઉપર આધાર રાખે છે. એટલું જ નહિ પણ દેશની ચઢતી, રાજ્યનું સુખ સમૃદ્ધિ વગેરે પણ તેઓના યત્નપર આધાર

રાખેછે. બાળકો કેળવણી મેળવીને ગુણવાન થયાથી, ક્ષુદ્ર કે મહત્, બાળક કે વૃદ્ધ, ખેડુત કે વેપારી, ધનવાન કે ગરીબ, રાજા કે પ્રજા, સ્વદેશી કે વિદેશી આ સર્વનો સાક્ષાત્ સંબંધ અથવા પરસ્પર સંબંધ કોઇને કોઈ રીતે ઉપકાર કરવાની ઘણી સંભાવના છે. વળી જો કે કોઇથી વિશેષ ઉપકાર ન થાય તો પણ તેઓના યોગે કદિ પણ કંઈ અપકાર થવાની કંઈ પણ સંભાવના રહેતી નથી. કોઇ ગામમાં એક માણસ મૂર્ખ તથા ખરાબ ચાલનો હોય તો તેના સગાંવહાલાં અને તે ગામનાં લોકોનું ઘણા પ્રકારે ખરાબ થાયછે. વળી ગામમાં એક ગુણવાન્-સારી ચાલચલણના માણસથી કેટલા પ્રકારે શેંકડો માણસોનું કેટલું ભલું થાય છે તેનો નિર્ણય કરવો ભારે છે. ગુણવાન્ માણસો કેવળ પોતાની જીવનદશામાં જ પરોપકાર કરે છે એટલું જ નહિ, પણ તેઓ તો પરલોકમાં ગયા છતાં પણ પારકાનું ભલું કરવામાં છેટે રહેતા નથી. તેઓના વ્યવહારથી, કામથી, અથવા તેઓના રચેલા પુસ્તકો વાંચ્યાથી પુષ્કળ માણસોનું ભલું થાય છે. યુધિષ્ઠિર તથા આરિષ્ટિડિલના સદાચાર જાણીને શેંકડો માણસને ધર્મ ઉપર પ્રેમ ઉત્પન્ન થાયછે. ચિફ્ જેટિસ ગાસકઇતે-રાજકુમાર પાંચમા હેનરીના જુલમથી અસન્તુષ થઇને ડર્યા વગર તેને કેદખાનામાં મોકલ્યો હતો અને ટાર્કુનિયલને ફરી રાજગાદી આપવા માટે જે દંગો થયો હતો તેમાં રોમનગરનો કાન્સલ જુનિયસ બ્રુરસના પુત્રો સામેલ હતા તેથી તેઓને મારી નાખવાનો હુકમ આપ્યો હતો. તેમાં કેવળ ઉપલા બે ન્યાયાધિશના મહત્વ પ્રકાશ થાયછે એટલું જ નહિ, પણ તેઓના આવા આચરણ જાણીને ન્યાયાસન ઉપર બેસીને કેવી રીતે અપક્ષપાતથી ન્યાય કરવો જોઇએ, તેનો ઉપદેશ પણ મળેછે. ન્યુટન, ગાલિલિયો, વાટ, ફ્રાંકલિન વગેરે શોધકોથી જગતનું કેટલું ભલું થયું છે.?

સામાન્ય કવિત્વ શકિતવાન કાલિદાસ તથા શેક્સપિયરનાં સુલલિત નીતિપૂર્ણ કાવ્યો વાંચીને કેટલા દેશમાં, કેટલા માણસોમાં, કેટલી રીતે ઉપકાર થયો છે તેનું વર્ણન કરીને કોણ છેડો આણી શકશે ?

જેના પ્રસાદથી બળ-વીર્ય વગરના, કર્ત્તવ્ય અકર્ત્તવ્યના વિચાર વિનાના, અજ્ઞાનથી છવાયલા અને માટીના ઢેંપાના જેવા બાળકોને વીર્યવાન, જ્ઞાનની જ્યોતિવાળા, ધર્મપરાયણ મનુષ્ય તરીકે કરાય, જેના પ્રસાદથી જન્મકાળે સર્વ જીવ કરતાં બળ વગરના તથા નિરાશ્રય થયા છતાં મનુષ્ય પછી પોતાનો પ્રભાવ તથા બુદ્ધિ પ્રકાશ કરીને સઘળા જીવના ઉપર પોતાનું માલેકપણું સ્થાપે છે, જેના પ્રસાદથી માણસનું પોતાનું કર્ત્તવ્ય કર્યાથી પોતાના પદનું ગૌરવ સાચવવામાં સમર્થ થાય છે, જેના પ્રસાદથી માણસ સાહિત્ય વિજ્ઞાનાદિ નાના પ્રકારના શાસ્ત્રની ચર્ચા કરીને પરમ પવિત્ર પ્રીતિ પ્રફુલ્લ અન્તઃકરણથી સર્વદા સુખ સાગરમાં તરતો રહે છે, જેના પ્રસાદથી મનુષ્ય જગદીશ્વરની પરમ આશ્ચર્ય કૌશલ્યવાળાં કામો જોઇને તેની અગાધ શકિત, અપરિસીમ જ્ઞાન, અનુપમ કરૂણા અને અપાર મહિમાની ઘણી ઓળખાણ મેળવીને એકીવારે વિમોહિત થઇ જાય છે, અને જેના પ્રસાદથી માણસ આખું અન્તઃકરણ અર્પણ કરીને અકપટ શ્રદ્ધા તથા ભકિતથી ઇશ્વરની યાચના કરી પોતાના જન્મનું સાર્થકય કરવામાં સમર્થ થાય છે, તે પરમ પવિત્ર દુર્લભ શિક્ષકના કરતાં બીજો કોણ વધારે ગૌરવને પાત્ર, પૂજ્યપાદ અને પ્રેમને પાત્ર તરીકે ગણાય ? ઘણાક વિદ્વાન પુરૂષો કહે છે કે, રાજ્યમાં શિક્ષક ન હોવાથી જેટલી નુકશાની થાય છે, તેટલી ધર્મોપદેશકો ન હોવાથી થતી નથી, કારણ મોટા-વૃદ્ધોને ધર્મોપદેશ આપવાના કરતાં બાળકોને સદુઉપદેશ આપવો એ વધારે જરૂરનું તથા વધારે ફળ આપનારૂં છે. શિક્ષકના પદનો

કેવો ગૌરવ છે તે વનટુર્ક નામનો એક જર્મન સારી રીતે સમજ્યો હતો. એ ગૃહસ્થ પ્રતિષ્ઠિત કુલમાં જન્મ લઇને ઘણી જ નાની ઉમ્મરમાં પોતાની વિદ્યા તથા બુદ્ધિના પ્રભાવથી પ્રુશિયાના ન્યાયાલયમાં ન્યાયાધિશના કામમાં લાગ્યો હતો અને ચૌદ વર્ષ સુધી એ પદ સારી રીતે તેણે ચલાવ્યું હતું. એટલી મુદતમાં તેની આગળ ઘણી જાતના, ફોજદારી મુકર્દમા આવ્યા હતા. તેના ઉપરથી તે જાણવા પામ્યો હતો કે એ સઘળા બાલ્યકાલની કેળવણીની ખોટથી થતા હતા, એ જાણવાથી કેળવણીથી રહિત અપરાધીઓને દંડ આપવામાં તે ઘણો જ નારાજ થતો હતો. અને અંતે તેવી સજા આપવી એ તેને ઘણી અસહ્ય થઇ પડી. ત્યારે તેણે ન્યાયાધિશનું કામ છોડીને વિદ્યાલયોની તપાસ કરવાનું કામ સ્વીકાર્યું. નિશાળ તપાસવાનું કામ કરતાં કરતાં તેના મનમાં આ સિધાન્ત સ્થિર થયો કે; જે અપરાધી માણસોને સજા કરે છે, જે છોકરાંની કુક્રિયાસક્તિને જડમૂળમાંથી ઉખાડે છે તે શિક્ષક ન્યાયાધિશના કરતાં સેંકડો ગણો શ્રેષ્ઠ તથા ઉપકારી છે. પછી તેણે મોટામાં મોટો ગૌરવ લાભ તથા ઘણા પૈસા મળવાના ઉપર નજર ન રાખતાં શિક્ષક થવાની ઇચ્છાથી તેવા ઉચ્ચ ન્યાયધિશનું પદ છોડીને અને સ્વીઝર્લેંડમાં જઇને પેસ્ટેલૉટ્સીની આગળ ત્રણ વર્ષ રહીને તેની શિક્ષણ આપવાની રીતિ જોઇ. ત્યાર પછી પોતાના દેશમાં આવીને પટસડાળમાં માબાપ વિનાનાં છોકરાંના વિદ્યાૅલયમાં હેડ માસ્તરના કામમાં લાગ્યો. તેણે ઘણીજ સાવચેતીથી તે નિશાળનું ઉપરીપણું ચલાવ્યું હતું. યૂરોપ અને અમેરિકાના ઘણાક મહાનુભાવ માણસો સ્વાર્થ સાધવાની ઇચ્છાથી રહિત થઇને પરહિત સાધનનાં વ્રતમાં દીક્ષિત થાય છે. તેઓના કાર્ય જોઇને નાના પ્રકારના સદ્ ઉપદેશ મેળવે છે. તેવામાં મહામતિ વનટુર્ક એક સર્વથી મોટો ગણાયલો છે.

કેળવણી આપવાનું કામ ઘણુંજ આનન્દજનક છે, પણ તે સર્વને માટે નથી. કમાવાની જેઓની દાનત છે, તેઓ ખરેખરૂં સુખ મેળવવામાં અસમર્થ હોય છે. ઉપચિકિર્ષાવૃત્તિ પ્રેરિત થઇને પ્રેમપૂર્વક જેઓ ભણાવવાનું કામ કરે છે, જેઓ પ્રેમથી બાળકને વશ કરવામાં સમર્થ છે, અને જેઓના મનમાં આવો દૃઢ વિશ્વાસ છે કે, છોકરાંની સારી કેળવણી જ ધર્મોન્નતિનું મોટામાં મોટું સાધન છે, તેઓજ તેનાથી નિર્મળ આનન્દ સુખ ભોગવવાને સમર્થ થાય છે. ભૂખ્યાને અન્ન દાન, તુષ્ણાતુરને જળ દાન, ટાઢથી ધ્રુજતાને વસ્ત્ર દાન, તડકાથી તપતા માણસને છાયા દાન, નિરાશ્રયને આશ્રય દાન, ગરીબને ધન દાન, અને રોગીને ઔષધ દાન જો સુખકારક થાય, તો જ્ઞાનાર્થીને જ્ઞાન દાન, ખરાબ માર્ગે ચાલનારને સારો માર્ગ દેખાડવો એ જરૂર સુખદાયક થશે. વિદ્યાર્થિયો કેળવણી પામીને લોકોની આગળ પ્રશંસા તથા માન પામ્યાથી શિક્ષકોના અન્તઃકરણ એકીવારે આનન્દ સાગરમાં નિમગ્ન થાય છે. વિદ્યાની વિમળ જ્યોતિ ફેલાઇને જેટલો અજ્ઞાનરૂપી અંધકાર દૂર કરે છે, મનુષ્યના મનરૂપી સિંહાસનથી પાપ પિશાચ દૂર થઇને જેટલા ધર્મને સ્થાન આપે છે, તેટલા પરહિતેચ્છુ માણસો વિમલ અન્તઃકરણથી અપાર આનન્દનો અનુભવ કરે છે. એટલામાટે સારા શિક્ષકોના અન્તઃકરણમાં કેવા અનુપમ સુખનો સંચાર થાય છે, તે કોણ જણાવી શકે? એક પુત્ર ગુણવાન્ થયાથી લોકના સુખની હદ રહેતી નથી, વળી પુત્રના સરખા અસંખ્ય વિદ્યાર્થિયો ગુણીઓમાં ગણાય, સદ્દચરિત્રવાન અને સદા પરહિતમાં લાગેલા હોવાથી તે જોઇને શિક્ષકો આલોકમાં એક જાતનું સ્વર્ગસુખ ભોગવે, તે કહેવું બાહુલ્ય છે. સર્વ આપીને તથા પ્રાણ પર્યન્ત પણ કરીને વિદ્યા આપવામાં સદા વ્યાપ્ત રહીને ડેવિડ હેર અને પેસ્ટેલૉટ્સિ

કેવું અનિર્વચનીય આનન્દસુખ મેળવી ગયા છે તે બીજા કેવી રીતે સમજશે ? કેવળ તેવા પરહિતાભિલાષી માણસો જ તે અનુભવ કરી શકશે.

---

# શિક્ષકોએ શું કરવું ?

અથવા

# શિક્ષકોની શિક્ષણપદ્ધતિ.

પેસ્ટેલૉટ્સી કહે છે કે, "શિક્ષણમાં બાળકોને શું આપવું જોઇએ એ વિચાર કરવાને બદલે તેમનામાં સ્ફુરિતરૂપે નહિ તો બીજરૂપે શું રહેલું છે, તેનો વિચાર કરવો જોઇએ. આપણે યાદ રાખવું જોઇએ કે, માણસની બધી શક્તિયો ઈશ્વરદત્ત છે, અને તે તેના ઉપયોગને માટે ઈશ્વરને જવાબદાર છે, તેટલામાટે શિક્ષણમાં બાળકને કેવો બનાવવો જોઇએ તેનો નિર્ણય કરવાનો નથી, પણ તે કેવો થવાને નિર્મિત થયો છે તેનો નિર્ણય કરવાનો છે."

કામેનીઉસ કહે છે કે, "પ્રકૃતિથી જ આપણામાં જ્ઞાન, સદ્‌ગુણ અને ધાર્મિકતાનાં બીજ રહેલાં હોય છે. એ બીજોને પ્રસ્ફુટિત કરવાં એજ શિક્ષણનો ઉદ્દેશ છે."

આર્નોલ્ડ કહે છે કે, "બુદ્ધિના સંબંધમાં શિક્ષકનું મુખ્ય કર્તવ્ય જ્ઞાનની ઇચ્છા ઉત્પન્ન કરવાનું, અને તે જે શોધે છે તે મેળવવાની અને તેનો સદુપયોગ કરવાની શક્તિ આપવાનું છે."

બોઝેડો કહે છે કે, "બાળકોમાં તમારે કળાના કરતાં પ્રકૃતિ ઉપર વધારે ધ્યાન આપવું જોઇએ. દુનિયાની ખૂબીદાર રીતભાત અને રિવાજો ઘણુંકરીને અસ્વાભાવિક હોય છે, તે તો મોટી ઉમ્મરે એની

મેળે પ્રાપ્ત થાય છે. બાળકો તરફ બાળકોને ઘટે તેવી રીતે વર્તશો તો તેઓ વધારે વાર નિર્દોષ રહેશે. જે બાળકની સર્વથી સશક્ત શક્તિયો ઇન્દ્રિયગત છે, અને જે કંઇપણ સંવિક્ત સત્યને ગ્રહણ કરી શકતો નથી તેને પ્રથમ ઇન્દ્રિયો દ્વારા જ દુનિયાનો અનુભવ પ્રાપ્ત થવો જોઇએ. દુનિયાને તે પ્રત્યક્ષ જોઈ શકે, અથવા પ્રત્યક્ષ દર્શન અશક્ય હોય ત્યારે ચિત્રોમાં જોઈ શકે, એવી યોજના કરવી જોઇએ. એ રીતે તે રમતાં રમતાં પણ જૂદી જૂદી વસ્તુઓનાં નામ શીખી શકશે. આ વિષયમાં કોમેનીઉસે જ યોગ્ય માર્ગ બતાવ્યો છે, જેમ બને તેમ તેની સ્મરણશક્તિની મહેનત ઓછી કરવાની જરૂર છે."

પ્લુટાર્ક કહે છે કે, "કોઈ માણસ પડોસીને ત્યાં અગ્નિ લેવા જાય, અને ત્યાં પુષ્કળ પ્રજ્વલિત અગ્નિ જોઇને તાપવા બેસી જાય, તથા ઘર ભૂલી જાય, તેની જેવી દશા થાય છે, તેવીજ જે માણસ બીજાની પાસે શીખવાને આવે છે તેને પોતાનો અંતરાગ્નિ પ્રદીપ્ત ન કરે, અને પોતાના મન ઉપર અસર ન કરે, પણ માત્ર ગુરૂ કહે તે સાંભળવાથી મોહિત થઇને બેસી રહે તેની દશા થાય છે.

"નાના મોટા વિદ્યાર્થિયો તરફ તેમની ગ્રહણ-ધારણશક્તિના પ્રમાણમાં આચરણ કરવું."

ક્વિન્ટિલિયન કહે છે કે," તેનો અભ્યાસ તેને રમત જેવો લાગે તેમ કરજો, તેને પ્રશ્ન પૂછજો, સારા ઉત્તર આપે ત્યારે પ્રશંસા કરજો; અને કોઇવાર પોતે થોડુંઘણું ડહાપણ મેળવ્યુંછે, એવી વૃત્તિ તેને અનુભવવા દેજો.

"તેનું પહેલું કામ એ છે કે બાળકનું મન અને વર્તન કેવું છે તે ખનતી પૂર્ણતાથી શોધી કાઢવું.

"બીક કેટલાકને નિવારે છે અને કેટલાકને નિર્બળ કરે છે. હું

કેવું અનિર્વચનીય આનન્દસુખ મેળવી ગયા છે તે બીજા કેવી રીતે સમજશે ? કેવળ તેવા પરહિતાભિલાષી માણુસો જ તે અનુભવ કરી શકશે.

---

# શિક્ષકોએ શું કરવું ?

અથવા

# શિક્ષકોની શિક્ષણપદ્ધતિ.

પેસ્ટેલૉટ્સી કહે છે કે, "શિક્ષણુમાં બાળકોને શું આપવું જોઇએ એ વિચાર કરવાને બદલે તેમનામાં સ્ફુટિતરૂપે નહિ તો બીજરૂપે શું રહેલું છે, તેનો વિચાર કરવો જોઇએ. આપણે યાદ રાખવું જોઇએ કે, માણુસની બધી શક્તિયો ઈશ્વરદત્ત છે, અને તે તેના ઉપયોગને માટે ઈશ્વરને જવાબદાર છે, તેટલામાટે શિક્ષણુમાં બાળકને કેવો બનાવવો જોઇએ તેનો નિર્ણય કરવાનો નથી, પણ તે કેવો થવાને નિર્મિત થયો છે તેનો નિર્ણય કરવાનો છે."

કામેનીઉસ કહે છે કે, "પ્રકૃતિથી જ આપણામાં ગુણુ અને ધાર્મિકતાનાં બીજ રહેલાં હોય છે કરવાં એજ શિક્ષણુનો ઉદ્દેશ છે

આર્નોલ્ડ કહે છે કે, " જ્ઞાનની ઇચ્છા ઉત્પન્ન કરવાનું, અ અને તેનો સદુપયોગ કરવાની શક્તિ આપ

બોઝેડો કહે છે કે, "બાળકોમાં તમારે ઉપર વધારે ધ્યાન આપવું જોઇએ. દુનિયાની ખૂબીદાર રિવાજો ઘણુંકરીને અસ્વાભાવિક હોય છે, તે

"શરીર તેમજ મનના સંબંધમાં બાળકને છૂટું રહેવા દેવું.

"તે ભલે દોડે અને રમે, અને એક દિવસમાં સો વાર પડે તેમ થાય તો ઉલટું વધારે સારૂં; કારણ કે તે જલદીથી આધાર વગર ચાલતાં શિખશે. સ્વતંત્રતાના સુખને લીધે થોડાઘણા ઉઝરડા ભૂલી જવાય છે.

"શિક્ષણમાં સર્વથી વધારે મહત્વનો અને ઉપયોગી નિયમ એ છે કે વખત બચાવવો નહિ પણ ગુમાવવો.

"જન્મ સ્વભાવનો સર્વથી વિપયકાળ જન્મની ક્ષણથી બાર વર્ષની વય સુધાનો છે. એ અરસામાં દુર્ગુણો મનમાં પ્રવેશ કરેછે, અને તેમને નષ્ટ કરવાની આપણી પાસે કશી શક્તિ હોતી નથી.

"પહેલી કેળવણી શુષ્ક નિષ્ક્રિય હોવી જોઇએ, તેનો ઉદ્દેશ સદ્ગુણ કે સત્યનું શિક્ષણ આપવાનો નથી; પણ હૃદયને દુર્ગુણથી અને બુદ્ધિને અસત્યથી સુરક્ષિત રાખવાનો છે. જો તમે કશું ન કરો અને કશું થવા પણ ન દો તો છોકરૂં બાર વર્ષનું થાય ત્યાં સુધી તો ડાબા જમણા હાથને પણ ન ઓળખે: તે છતાં તમે તેને નીરોગી અને સશક્ત બનાવી શકો, તો તમે પહેલો પાઠ આપશો ત્યારથી જ તેના બુદ્ધિચક્ષુ વિકસિત થશે. કશી ભૂલો કે દોષ તેઓમાં તે પડેલા નહિ હોવાને લીધે તમારા પ્રયત્નોને અટકાવ કરનાર તેનામાં કશું નહિ હોય અને શરૂઆતમાં કશું નહિ કરવાને લીધે જ તમે એક વિલક્ષણ શિષ્ય ઉત્પન્ન કરી શકશો !

"તેનું શરીર, તેના અવયવો, તેની ઇન્દ્રિયો અને તેની શક્તિયોને ગમેતેમ કસરત આપજો; પણ જેમ બને તેમ તેના મનને અપ્રવૃત્ત રાખજો. વિવેક બધી લાગણીઓની યોગ્યાયોગ્યતાનો નિર્ણય કરે છે, માટે વિવેકનો વિકાસ થવા પહેલાંની બધી લાગણીઓને

તો જે બાળકને પ્રશંસાની અસર થાય, જેને કીર્ત્તિ પ્રોત્સાહિત કરે અને જેને રોષ થતાં આંસુ આવે તેને વધારે પસંદ કરૂંછું."

ધયેઝમમસ કહે છે કે, "આપણે જે ચાહતા હોઇએ તે તેની પાસેથી ખુશીથી શીખીએ છીએ.

"કેટલાંક છોકરાં એવાં હોય છે કે તેઓ મારથી વહેલાં સુધરવાને બદલે વહેલા મરે છે, નરમાશ અને હેતાળ સૂચનાઓથી માણસ તેમને ચાહે તેવાં કરી શકે છે."

પેસ્ટેલૉટ્સી કહે છે કે, "બાળકની ઇન્દ્રિયો પ્રકૃતિની છાયાને ગ્રહણ કરતી થાય ત્યારથી જ પ્રકૃતિ તેને શીખવે છે; તેની નવી જીંદગી તે છાયા ગ્રહણ કરવાની શક્તિનું પરિણત સ્વરૂપ છે, તે શારીરિક સંવર્દ્ધનમાં વપરાવાનાં બધાં બળતત્ત્વોની પ્રથમ પ્રવૃત્ત છે; તે મનુષ્ય થનાર પ્રાણીની મોહનિદ્રામાંથી જાગ્રતની દશા છે. તેટલા માટે મનુષ્યની પોતાનો યોગ્ય પ્રસ્ફોટન તરફ જે સ્વાભાવિક પ્રવૃતિ પ્રકટે છે તેને મદદ આપવામાં જ શિક્ષણકળાની પર્યાપ્તિ થાય છે; અને એ કળા બાળકના પ્રસ્ફોટનને ઘટે તેવી રીતે તેના અનુભવને ગોઠવવામાં સમાયેલી છે. તેટલામાટે શિક્ષણથી તેને જે અનુભવ આપવાનો છે, તેમાં અમુક વ્યવસ્થિત ક્રમ હોવાની જરૂર છે; અને જૂદાં જૂદાં જ્ઞાનના પ્રારંભ અને સંવર્દ્ધનનો ક્રમ જૂદી જૂદી શક્તિયોના ઉદ્ઘાટન અને સમર્થનને અનુકૂળ કરવાની અપેક્ષા છે."

કૉન્ડિયાક કહે છે કે, "તમારા શિષ્યને કશો વાચિક ઉપદેશ આપતા નહિ, ઉપદેશ તેને સર્વથા અનુભવથીજ પ્રાપ્ત થવો જોઇએ.

"જે સહરજે એવા પ્રશ્નો પૂછવા અને તેનાં ઉત્તર બાળકને જ શોધવા દેવા. તમારા કહેવાથી તે કોઇપણ વસ્તુ જાણે એમ થવા દેવું નહિ; પણ પોતાની મેળે સમજીને જ તે દરેક જાણે એમ કરવું.

"શરીર તેમજ મનના સંબંધમાં બાળકને છૂટું રહેવા દેવું.

"તે ભલે દોડે અને રમે, અને એક દિવસમાં સો વાર પડે તેમ થાય તો ઉલટું વધારે સારૂં; કારણ કે તે જલદીથી આધાર વગર ચાલતાં શિખશે. સ્વતંત્રતાના સુખને લીધે થોડાઘણા ઉઝરડા ભૂલી જવાય છે.

"શિક્ષણમાં સર્વથી વધારે મહત્વનો અને ઉપયોગી નિયમ એ છે કે વખત બચાવવો નહિ પણ ગુમાવવો.

"જન્મ સ્વભાવનો સર્વથી વિષયકાળ જન્મની ક્ષણથી બાર વર્ષની વય સુધાનો છે. એ અરસામાં દુર્ગુણો મનમાં પ્રવેશ કરેછે, અને તેમને નષ્ટ કરવાની આપણી પાસે કશી શક્તિ હોતી નથી.

"પહેલી કેળવણી શુષ્ક નિષ્ક્રિય હોવી જોઇએ, તેનો ઉદ્દેશ સદ્ગુણ કે સત્યનું શિક્ષણ આપવાનો નથી; પણ હૃદયને દુર્ગુણથી અને બુદ્ધિને અસત્યથી સુરક્ષિત રાખવાનો છે. જો તમે કશું ન કરો અને કશું થવા પણ ન દો તો છોકરૂં બાર વર્ષનું થાય ત્યાં સુધી તો ડાબા જમણા હાથને પણ ન ઓળખે: તે છતાં તમે તેને નીરોગી અને સશક્ત બનાવી શકો, તો તમે પહેલો પાઠ આપશો ત્યારથી જ તેના બુદ્ધિચક્ષુ વિકસિત થશે. કશી ભૂલો કે દોષ તેઓમાં તે પડેલા નહિ હોવાને લીધે તમારા પ્રયત્નોને અટકાવ કરનાર તેનામાં કશું નહિ હોય અને શરૂઆતમાં કશું નહિ કરવાને લીધે જ તમે એક વિલક્ષણ શિષ્ય ઉત્પન્ન કરી શકશો !

"તેનું શરીર, તેના અવયવો, તેની ઇન્દ્રિયો અને તેની શક્તિયોને ગમેતેમ કસરત આપજો; પણ જેમ બને તેમ તેના મનને અપ્રવૃત્ત રાખજો. વિવેક બધી લાગણીઓની યોગ્યાયોગ્યતાનો નિર્ણય કરે છે, માટે વિવેકનો વિકાસ થવા પહેલાંની બધી લાગણીઓને

ખોટી સમજજો. બહારની બધી અસરો દૂર રાખજો, અને અશ્રેયનો ઉદ્‌ભવ રોકવાને પણ શ્રેય ઉત્પન્ન કરવામાં ઉતાવળ કરતા નહિ, કારણ કે બુદ્ધિનો પ્રકાશ થાય ત્યારે જ શ્રેયને શ્રેય કહી શકાય. જે કંઈ વિલંબ કરાય તે લાભકારક માનજો લક્ષ તરફ નુકસાન થયા વગર વધી શકવું એ ફાયદો છે એમ સમજજો. બાળકોનાં બાલ્યને પરિપકવ થવા દેજો. ટૂંકામાં તેમને ગમે તે ઉપદેશની જરૂર હોય તો પણ તે કાળે આપી શકાય તો કદાપિ આજ આપવાનો શ્રમ લેતા નહિ.

"આ દેખીતા અનુદ્યોગથી ડરી જતા નહિ. જે માણસ પોતાના જીવનનો બને તેટલો ઉપયોગ કરવાને નિદ્રા પણ નહિ લેવાનો સિદ્ધાંત કરે તેવા માણસ માટે તમે શું કહેશો? તમે કહેશો કે એ માણસ દિવાનો થયો છે, તે પોતાના વખતનો લાભ લેતો નથી; પણ પોતાનો વખત ગુમાવે છે. નિદ્રાનો પરિત્યાગ કરતાં તે મૃત્યુ તરફ પ્રયાણ કરે છે, ત્યારે વિચારો કે અહિં પણ એજ વ્યવસ્થા છે, કારણ કે બાલ્ય એ બુદ્ધિની નિદ્રા છે.

"શિક્ષકનું કામ શીખવવાનું નહિ પણ દોરવાનું છે. તેણે સિદ્ધાંતો આપવાના નથી પણ તે શોધતાં વિદ્યાર્થિયોને શીખવવાનું છે. શિક્ષકે પોતાના શિષ્યને સૈનિક, કે આચાર્ય કે પક્ષવાદી કે ગમે તે થવું હોય તેની ચિંતા કરવી નહિ. તે પોતાના બાપદાદાના ધંધામાં પડે ત્યાર પહેલાં પ્રકૃતિથી તેને માણુસ થવાની આજ્ઞા કરવી, અને મનુષ્ય તરીકે કેવું જીવન ગાળવું એ શિક્ષકે તેને શીખવવા સારૂ શિક્ષકે મનમાં પક્કો વિચાર રાખવો કે મારા પોતાના હાથમાંથી

શિષ્ય જતી વખતે તે ન્યાયાધ્યક્ષ, સૈનિક કે આચાર્ય નહિ થાય, પહેલવહેલો તો તે માણસ થશે. પણ માણસે જેવા થવું જોઇએ, તેવો તે પ્રસંગ આવતાં થઇ શકશે "

ઝાકોટો કહે છે કે, " હું મારા શિષ્યનો વાહક નથી; પણ ભોમિયો અને મિત્ર છું. અમે જે પ્રવાસ સાથે કરવાના છીએ, તે તેણે પોતાને પગે ચાલીને કરવો જોઇએ, મારે પગે ચાલીને નહિ. મારા પગ વાપરવાથી તેને લાભ નથી; તેના પોતાના પગ કસરતથી સશક્ત થઇને જોઇએ તેવા કેળવાય તો જ તે જીંદગીની મુસાફરીને માટે યોગ્ય થઈ શકે. હું મિત્ર તરીકે તેના તરફ પૂર્ણ અનુભાવ દર્શાવું, તેની મુશ્કેલીઓનો વિચાર કરવા લાગું, તેની મંદતા સહન કરૂં, તેને સસ્મિત વદનથી અને ઉત્સાહક શબ્દથી આશ્વાસન આપું, તેને મારા પોતાના દાખલાથી અને પ્રસંગોપાત બધું શ્રમસાધ્ય છે એવું કહીને શ્રમ કરતાં શીખવું, આ બધી મદદ ભોમિયો અને મિત્ર તરીકે મારે તેને આપવી જોઇએ; પણ મને પૂર્ણ પ્રતીતિ છે કે મારી મિત્રતા જો ખરેખરી હોય તો તે જેમ બને તેમ તેના પોતાના સાધનો પર આધાર રાખે એમ મારે કરવું જોઇએ, અને માત્ર તેની ઇચ્છાશક્તિને, તેની નીતિને-અને તેની સ્મરણશક્તિને મંદોત્સાહ, વિચારહીનતા અને મૂર્ખતાથી સુરક્ષિત રાખવી જોઇએ. ખરેખરી મુશ્કેલી આજ છે, બુદ્ધિની ખામીની નહિ; અને આ મુશ્કેલી દૂર કરતાં ન શીખે તો માણસ કદાપિ માણસાઇમાં આવે નહિ.

" શીખવવું એટલે શિષ્યોને શીખતા કરવા; શીખવવું એટલે શિક્ષકે પોતાનું જ્ઞાન તેમને આપવું એવુંજ કંઇ નક્કી નથી. મારા શિષ્યની કેળવણીનો આધાર મારા જ્ઞાન ઉપર નથી, પણ તેના પોતાના પ્રયત્ન ઉપર છે. એ પ્રયત્ન વગર મારી શક્તિ અને વિદ્યા ગમે તેટલી

હોય તો તેને નકામી છે. તેટલા માટે શિક્ષણની પદ્ધતિ પણ મારી નથી પણ તેની છે. તેનું મન સ્વયંપ્રવૃત્ત થાય એજ તેનું કર્ત્તવ્ય છે. એ રીતે શિષ્ય જો શીખવાને આતુર હોય તો શિક્ષક તેને ગમે તે શીખવી શકે."

લૉક કહે છે કે, "મને જે બાબત ફરી ફરીને કહેવાની જરૂર લાગે છે તે એ છે કે બાળકની ગમે તે પ્રવૃત્તિ હોય, પછી તે મહત્વની હોય કે તુચ્છ હોય, તોપણ એથી તેના મનપર શી અસર થશે, એથી તેને કેવી ટેવ પડવાનું વળણ થશે, તે મોટો થશે ત્યારે એ કેવું રૂપ પકડશે અને તેને ઉત્તેજિત કરવામાં આવે તો મોટપણમાં તેનાં શા પરિણામ થશે, એ સંબંધી વિચાર કરવો."

ફેન્લોન કહે છે કે, "કઠોરતાથી વર્તશો તો તેઓ તમને હૃદય સોંપશે નહિ, અને તમારા પર શ્રદ્ધા પણ રાખશે નહિ; અને જો એ સ્થિતિ આવી તો શિક્ષણ ફળપ્રદ થવાની આશા નિષ્ફળ સમજવી. તેઓ તમને ચાહે તેવું કરજો. તેઓ તમારી દૃષ્ટિ નીચે સ્વસ્થ રહી શકે અને તમે તેમના દોષ દેખી જશો એવી ધાસ્તીમાં ન રહે તેવી રીતે ચાલજો.

"બીજી બધી વાત પહેલાં દરેક શિક્ષકે શીખવવાનો વિષય પૂરેપૂરો જાણવો જોઇએ, કારણ કે તોજ તે સારી રીતે સહેલાઇથી અને ત્વરાથી શીખવી શકે. સારી રીતે એટલા માટે કે તેમ થયેથી ભૂલ થવાનો સંભવ નથી; સહેલાઇથી એટલા માટે કે તેને શ્રમ લેવાની જરૂર નથી; અને ત્વરાથી એટલા માટે કે ધનાઢ્ય માણસની માફક તેને આપી દેવાની પરવા નથી.

"તેણે પોતાની સ્મરણશક્તિપર બહુ વિશ્વાસ રાખવો નહિ. શીખવેલી હોય તે બાબત પણ ફરી ફરીને વાંચતા જવી. પ્રસંગોપાત

તેને કંઈ નવું જડી આવશે; અથવા જૂની વાત નવી રીતે બતાવવાનું સૂઝી જશે.

"તેમને પોતાના કામમાં રસ પડે તેટલા માટે આપણે નિરંતર તેમની આગળ સ્પષ્ટ અને આનંદદાયક લક્ષ રાખવું જોઇએ. સ્વતંત્રતા અને સુખના આવરણમાં તેમના અભ્યાસને છુપાવી રાખવો. રમતની સાથે ઉપદેશનું મિશ્રણ કરી દેવું.

"ખરૂં જોતાં શિક્ષકોથી કશી બાહ્યપ્રવૃત્તિથી વસ્તુઓ સમજાવી શકાતી નથી શિક્ષકો અતિ પ્રયાસથી પણ માત્ર વસ્તુઓને આંતરપ્રકાશમાં લાવી શકે; અને આંતરપ્રકાશથી જ વસ્તુઓ સમજી શકાય છે. એ સ્પષ્ટ છે કે જ્યાં આ આંતરપ્રકાશ ન હોય ત્યાં અંધકારમાં ચિત્ર બતાવવાની માફક શિક્ષણનો પ્રયત્ન વૃથા છે. સમર્થમાં સમર્થ મન હોય તે સુદ્ધાં અંધકારમાં પ્રકાશ જેવું છે, આ તેની પણ આસપાસ થોડા ઘણા ડાઘ હોય છે, પણ તે બાળકોનું મન અંધકારથી પરાવૃત્ત હોય છે. અને તેમાંથી પ્રકાશનાં કિરણો થોડાં જ નીકળે છે, તે માટે આ કિરણોનો ઉપયોગ કરવા ઉપર તેમને વધારવા અને તેમાં વસ્તુઓને લાવવા ઉપર બધો આધાર છે. દરેક બાળકમાં પ્રકાશ અને અંધકારનું મિશ્રણ જૂદા જૂદા પ્રમાણમાં અને જૂદી જૂદી જાતનું હોય છે; તેથી બધાં બાળકોને શિક્ષણ આપવાના સામાન્ય નિયમ આપવા અશક્ય છે. પ્રકાશ ક્યાં છે તે શોધવાને વસ્તુઓને પ્રકાશમાં લાવવાનો આપણે પ્રયત્ન કરવો જોઇએ, અને તેટલા માટે તેમના મનમાં પ્રવેશ કરવા સારૂ આપણે કંઈ કંઈ માર્ગોનો પ્રયોગ કરવો જોઇએ અને જે સારા લાગ્યા હોય તેને વળગી રહેવું જોઇએ.

"પણ સાધારણ રીતે એમ કહી શકાય કે બાળકોમાં પ્રકાશનો

આધાર મુખ્યત્વે કરીને તેમની ઇન્દ્રિયો ઉપર હોય છે; અને તેટલા માટે આપણે જે શિક્ષણ આપવું હોય તે ઇન્દ્રિયોથી સંબદ્ધ કરવું જોઇએ. કાનની સાથે આંખનો પણ ઉપયોગ કરવો જોઇએ; કારણ કે દૃષ્ટિથી જેવી મન પર અસર થાય છે અને વિચારો જેવા સ્ફુટ થાય છે, તેવું બીજી કોઈ ઇન્દ્રિયથી થતું નથી."

ફ્રેન્સોન કહે છે કે, "જિજ્ઞાસા બાળકની સ્વાભાવિક વૃત્તિછે, અને તે શિક્ષણના પુરોગામી તરીકે આવે છે, તેનો લાભ લેવાને ચૂકતા નહિ. દૃષ્ટાંત–જાણે કે તેઓ ગામડામાં ફરતાં ફરતાં ઘંટી દેખે અને તે શું છે એમ પૂછે; તો ખોરાક શી રીતે થાય છે તે તેમને સમજાવવું. તેઓ લોકોને કાપણી કરતા દેખે, ત્યારે એ કામની તેમને માહિતી આપવી; અને ધણી કેવી રીતે વવાય છે, તથા કેવી રીતે એકમાંથી અનેક થાયછે, તે પણ તેમને બતાવવું. શહેરમાં ફરતાં તેમને જૂદી જૂદી કારીગરીનાં કારખાનાં સંબંધી અને જૂદી જૂદી જાતના માલ સંબંધી જ્ઞાન આપવું. તેમના પ્રશ્નોથી કદી કાયર થવું નહિ; એ પ્રશ્નોદ્વારા પ્રકૃતિ તેમને શિક્ષણના પ્રસંગો આપે છે એમ સમજવું. તેમના પ્રશ્નોના ઉત્તર આપતાં તેમને આનંદ થાય છે એમ બતાવવું. એ પ્રમાણે માણસના ઉપયોગની બધી વસ્તુઓની થોડી થોડી હકીકત તમે તેમને અજાણતાં શીખવી શકશો.

"જે સ્પર્ધાને ઉશ્કેરતાં જાણે છે, તેના હાથમાં શિક્ષણનું પરમ સમર્થ સાધન આવ્યું છે એમ સમજવું. એ કિંમતી સાધનની શિક્ષકે બરાબર કદર જાણવી જોઇએ; અને તેના ડહાપણને ઉપયોગી કરતાં શીખવું જોઇએ. સ્પર્ધાથી મનુષ્યની બધી શક્તિઓ જાગ્રત અને વિસ્તૃત થાયછે. સ્પર્ધાને ચિરસ્થાયી કરવા સારૂ દરેક વિદ્યાર્થી માટે તેના વર્તનને અંકુશમાં રાખવાને અને તેની ટીકા કરવાને એક હરીફ હો-

વાની જરૂર છે; અને વિદ્યાર્થિયોમાં ન્યાયાધીશો, નિયામકો, વગેરે પણ નીમવા જોઇએ. કોઈ સાહાધ્યાયીને હરાવવામાં મોટામાં મોટી આબરૂ છે; અને તેનાથી હાર ખાવામાં મોટામાં મોટી ગેરઆબરૂ છે એમ ગણાવું જોઇએ. પૂરા દબદબાથી કુશળ વિદ્યાર્થિયોને ઈનામો આપવાં જોઇએ; અને નિશાળની બહાર પણ માનની જગ્યા હમેશાં કુશળ વિદ્યાર્થિયોને જ મળવી જોઇએ."

લૉક કહે છે કે, "બાળકોને મારવાના પ્રસંગ જેમ બને તેમ ઓછા કરવાની જે પ્રમાણે હું ભલામણ કરૂં છું, તે પ્રમાણે વારંવાર ઠપકો દેવો અને વિશેષે કરીને ક્રોધથી ઠપકો દેવો એ પણ મને પણ હાનિકારક લાગે છે. એથી માબાપની સત્તા અને બાળકની ભક્તિ ઓછી થાય છે; કારણ હું તેમને નિરંતર સ્મરણ રાખવાને કહું છું કે, તેઓ આવેશ અને વિવેકનો ભેદ વહેલાં સમજે છે અને જેવી રીતે તેઓ વિવેકને માન આપ્યા વગર રહી શકતા નથી, તેવી રીતે આવેશનો વહેલો મોડો ધિક્કાર કર્યા વગર પણ રહી શકતા નથી; અથવા જો કદાચ તે વખતે ભીતિ લાગે તો તે જલદીથી દૂર થઈ જાય છે, અને સ્વાભાવિક વૃત્તિથી તેઓ એવાં વિવેક રહિત ઓડાંને તિરસ્કારતાં શીખે છે. બાળકોનું માબાપોએ એ દુર્ગુણમાં જ નિયંત્રણ કરવું ઘટે છે; તેથી અન્ય પ્રસંગોમાં તો આંખ દેખાડવાની કે માથું ધુણાવવાની શિક્ષા બસ છે. અથવા જો કોઈ વખત શબ્દો વાપરવા પડે તો તે ગંભીર, કૃપાયુક્ત અને આવેશ રહિત હોવા જોઇએ. જો બાળકો તરફ વપરાયેલા શબ્દોમાં તેમના દોષની અયોગ્યતાને બદલે તેમની પોતાની અયોગ્યતાનું જ નિરૂપણ હોય, તો તમે તેમના કાર્યને નાપસંદ કરો છો કે તેમને પોતાને, એ તેઓ સમજશે નહિ. આવેશના ઠપકામાં હમેશાં કઠોર અને ખરાબ ભાષા વપરાય છે; અને

તેનું બીજું નુકશાન એ છે કે જ્યારે તેમના શિક્ષકો અને માબાપ એવા શબ્દો વાપરે છે ત્યારે આ પ્રમાણોને લીધે તેઓ પોતે પણ તે વાપરે તેમાં તેમને ખોટું લાગતું નથી."

કૅન્ટ કહે છે કે, "જ્યારે શાસન કરવામાં ક્રોધનાં ચિહ્ન દેખાય, ત્યારે તેની માઠી અસર થાય છે."

લૉક કહે છે કે, "બીજી તરફ જોતાં, જો બાળકના મનને ઘણું દબાવવામાં આવે, અને તેમની વૃત્તિને બહુ મારી નાખવામાં આવે તો તેઓ શક્તિહીન અને નિરુત્સાહી થઈ જશે, અને પહેલાના કરતાં પણ બગડશે. કારણ કે ઉન્મત્ત જુવાનિયાઓ, જેનામાં તેજ અને ચપલતા હોય છે, તેઓ કોઈ વાર સુધરે છે, અને સમજુ માણસો નીવડે છે; પણ નિરાશ, ભીરૂ, અને અશક્ત મન ઉત્તેજિત થઈ શકતું નથી; અને એવા મનના માણસ જવલ્લેજ કશું કરી શકે છે. ખરી ખૂબી બન્ને તરફના જોખમોથી દૂર રહેવામાં છે; અને જે માણસ બાળકના મનને સ્વસ્થ, ચંચળ અને સ્વતંત્ર રાખી જાણે છે, અને તેની સાથે તેને ગમતી ઘણી વસ્તુઓથી તેને દૂર રાખીને અણગમતી વસ્તુઓ તરફ દોરી શકે છે, તથા એ પ્રમાણે દેખીતી વિરૂદ્ધ બાબતોનું સમાધાન કરી શકે છે, તે મારા ધારવા પ્રમાણે શિક્ષણનું ખરૂં રહસ્ય સમજ્યો છે."

"મારો મુખ્ય હેતુ તેમને કામ કરવાનાં સાધન આપવાનો છે. ભાષાન્તરમાં શબ્દો કેવી રીતે પસંદ કરવા, ઈતિહાસમાં પ્રમાણોનો કેવી રીતે નિર્ણય કરવો, વિગ્રહોનું કેવી રીતે પૃથક્કરણ કરવું ઇત્યાદિ."

પેસ્ટેલૉટ્સી કહે છે કે,"જો ગરીબને અને હલકામાં હલકા લોકોને મદદ કરવાની આપણી ઇચ્છા હોય, તો તેનો એક જ ઉપાય છે. નિશાળોમાં ખરી કેળવણી શરૂ કરવી. ઈશ્વરે આપણી પ્રકૃતિમાં જે

નીતિ, બુદ્ધિ, અને શરીરની શક્તિયોના બીજ મૂકેલાં છે તે ખીલવવાં, અને એ પ્રમાણે એવી યોજના કરવી કે જેથી માણસ પોતે સંતોષમાં રહી શકે અને બીજાને સંતોષ આપી શકે. આ રસ્તે જતાં જે માણસને આ વિશાળ જગતમાં કોઈ મદદ કરતું નથી અને મદદ કરવાને ચાહતું નથી, તે પોતે પોતાને મદદ કરતાં શીખશે.”

કૅન્ટ કહે છે કે, “બાળકો આગળ ફરજ સંબંધી વાત કરવી એ નકામી મહેનત છે; તેઓ ફક્ત એટલું સમજે છે કે અમુક રીતે નહિ કરવાથી તેમને શિક્ષા થશે. તેટલા માટે બાળકોમાં લજ્જાની વૃત્તિ ઉત્તેજિત કરવાનો પ્રયત્ન યૌવન પ્રાપ્ત થાય ત્યાં સુધી રાખવો. ખરૂં જોતાં જ્યાં સુધી તેઓને નીતિ એ શું ? ગૌરવ શું ? એ માલમ પડયું નથી, ત્યાં સુધી તેમનામાં લજ્જાનું ઉદ્દીપન થવું અશક્ય છે.”

---

# શિક્ષકે વૃત્તિયોને કેવી રીતે કેળવવી ?

બાળકોની વયોવૃદ્ધિની સાથે જેનાથી તેમની સર્વ મનોવૃત્તિયો ક્રમે કરીને પ્રસ્ફુટિત અને ચપળ થાય, જેનાથી વિવેકબુદ્ધિ અને વિચારશક્તિને ઉત્તેજન મળી તેમની વૃદ્ધિ થાય, જેનાથી તેમનાં આચરણ શુદ્ધ થાય, જેનાથી તેમને તેમનું પોતાનું, કુટુંબનું અને સાર્વજનિક તથા સ્વદેશના હિતનું કર્તવ્ય કરવા વિષે અધિક જ્ઞાન મળે; ટૂંકામાં જેથી બાળકો ભવિષ્યમાં સદ્મનુષ્ય થઇને સંસારનો મોટો ભાર સહન કરવાને શકિતમાન થાય, એવા ઉદ્દેશનું સાધન કરવું એનું નામ કેળવણી આપવી. આ પ્રમાણેની બધા પ્રકારની કેળવણી દરેક બાળકો સંપૂર્ણરીતે મેળવી શકતાં નથી, તો પણ તેઓ પોતપોતાની શકિત પ્રમાણે જે ઓછીવત્તી કેળવણી લે છે, તે પ્રમાણે થોડાં કે

ઘણાં માણસાઈમાં આવી જીંદગીનું સાર્થક કરવા યથાઘટિત શક્તિવાન થાયછે. બાલ્યાવસ્થાથી એ કેળવણીનો આરંભ થાય છે, પરન્તુ જીંદગીની આખર સુધી તેનો છેડો આવતો નથી, કારણ કે મનુષ્યની માનસિક વૃત્તિની ઉન્નતિની સીમા નથી. તેને જેમ જેમ ચલાવવામાં આવે, તેમ તેમ તે અધિક તેજદાર થઈ અંદરની શક્તિ ને કાર્યની કુશલતાની વિશેષ વૃદ્ધિ થાય છે. આ પ્રમાણે ખરી કેળવણી એ ઉત્તમ ફળદાતા છે, પરન્તુ બાલ્યાવસ્થામાં એવી સુકેલવણીનો અનાદર કર્યાથી અથવા તે સુરીતિએ નહિ અપાયાથી વિષમ અને અનિષ્ટોત્પત્તિનું કારણ થાય છે. પોતાનો પુત્ર સર્વાંશે કેળવણી પામી સુશિક્ષિત પંડિત થઈ જગતમાં કીર્ત્તિ સંપાદન કરે એવી ઈચ્છા માબાપના મનમાં હોય છે, પરન્તુ કેવા પ્રકારે બાળકને કેળવવાથી ભવિષ્યમાં તે માબાપની આશા સફળ કરી શકે, તથા કેવા પ્રકારથી તેનું કોમળ ચિત્ત અને નાજુક શરીર સ્વાભાવિક તનદુરસ્તીની સાથે સતેજપણે વૃદ્ધિ પામે તેનો વિચાર ઘણા થોડા લોકો કરે છે, અને તેનો ખરો ઉદ્દેશ તે કરતાં પણ થોડા માણસો જાણે છે. આથી રીતસર કેળવણી નહિ અપાયાથી તેમની ચિત્તવૃત્તિયો ખીલવામાં વિશેષ હાનિ પહોંચે છે. આવા અનર્થનાં ઘણા દૃષ્ટાન્તો જોવામાં આવે છે, વાસ્તે ખરી કેળવણીનાં કેટલાંક મૂળતત્વોનો વિચાર કરીએ.

પ્રાચીનકાળમાં રાજ્યભક્તિની માફક ગુરૂભક્તિની મહત્તા પણ ઘણી હતી, તે વખતના લોકમાં એવો દૃઢ વિશ્વાસ હતો કે રાજાઓમાં ઇશ્વરી અંશ રહેલો છે. આથી કરીને રાજાઓ પોતાની ઈચ્છા પ્રમાણે વર્ત્તતા અને લોકો વગર વિલંબે તેમના દરેક હુકમને તાબે થતા. તેજ પ્રમાણે શિષ્યો પણ ગુરૂઓને દેવતાતુલ્ય માની જ્ઞાન ને ધર્મ વિષયમાં ગુરૂ જે શિક્ષણ આપતા તે અટલ વિશ્વાસથી

સત્ય જાણીને ગ્રહણ કરતા અને ગુરૂવાક્ય ઉલ્લંઘન ના થાય એમ જાણીને તેમના કહેવા ઉપર લેશ માત્ર પણ સંશય લાવતા નહોતા. આમ થયાથી તેમના શિક્ષણના સત્યાસત્ય તથા ગુણદોષનો વિચાર કરવાને કોઈથી પણ બની શકતું નહોતું, તેથી તે વખતે ગુરૂના ઉપદેશથી અભ્યાસ કરવો એ કેળવણીના કામનો માત્ર એક ઉદ્દેશ હતો. પણ કાળે કરીને તેમાં મતામત તથા તર્ક થવા લાગ્યા અને હાલના સમયમાં દરેક માણસના મનમાં સ્વતંત્રતાનો ભાવ વિશેષ થવા લાગ્યો છે. મનુષ્યનું સ્વાતંત્ર્ય ધીરે ધીરે વૃદ્ધિ પામે છે, વિચારવાન માણસોના મનમાં રાજાના મનસ્વી વિચાર અને અતુલ પરાક્રમ તથા મોટાઈની સીમા થાય છે અને સ્વાભાવિક નિયમ પ્રમાણે જેથી સાર્વજનિક હિત થાય એ નિયમ પ્રમાણે વર્તવું એ કર્તવ્ય છે એમ સમજે છે. તેજ પ્રમાણે બાળકોની ચિત્તવૃત્તિ ખીલવવી એ શિક્ષકની સ્વેચ્છાધીન નથી પણ તે બીજના અંકુરની માફક પોતાની મેળે વધે છે. ખરી કેળવણીની રીતિ તે વધવામાં અનુકૂળ થઇને બાળકોની મનોવૃત્તિયોને સારી રીતે ઉત્તેજન આપે છે. જેથી બાળકો સાનન્દાશ્ચર્ય પામી બુદ્ધિ ખીલવવાને ઉપયોગી એવા નવા નવા વિષયોનું જ્ઞાન મેળવવાને ઉત્સાહી થાય, એવો પ્રેમ અને એવું વલણ તેમના અન્તરમાં ઉત્પન્ન કરવું એ કેળવણીનું પહેલું પગથીઉં. વાસ્તવિક કેળવણીનું કામ બાળકોની પોતાની વૃત્તિથી શરૂ થવું જોઇએ. કોઇપણ પ્રકારના જ્ઞાનનો વિષય જાણવાને તેમના મનમાં એવું આશ્ચર્ય ઉત્પન્ન કરવું કે જીવન પર્યન્ત પોતાની મેળે તેનું સંશોધન કરીને તેમાંથી વધારે વધારે જાણવા સારૂ તે સદા પ્રયત્ન કર્યા કરે.

દરેક વિષયનું જ્ઞાન થવાને શિક્ષકની મદદ અને શિષ્યના અ-

ન્તઃકરણ પૂર્વક પ્રયત્ન તથા બુદ્ધિની ચંચળતા, એમના સંયોગની આવશ્યકતા છે. શીખવવાના વિષય વિષેની સઘળી વાત શિક્ષક કહી જાય, તો તેથી બાળક કેવળ તેના આપેલા જ્ઞાનના આધાર પ્રમાણે તે વાતો મનમાં ધારણ કરી રાખે છે, અને થોડી મહેનતે પોતાને શીખવાનું પૂરૂં કરે છે, પરન્તુ આમ કરવાથી પ્રકૃત ફળમાં વિશેષ હાનિ થાય છે. ઘણા શિક્ષકો એ પ્રમાણે થોડી મહેનતથી ટૂંકા વખતમાં વધારે શીખવાડવાનો આગ્રહ કરે છે, અને શીખવવાના વિષય સંબંધી તમામ હકીકત ખુલાસાવાર કહી દેઇને જલદી અભ્યાસ કરાવવા ધારે છે. આમ થવાથી બાળકને શીખવાના વિષયમાં પોતાની બુદ્ધિનો ઉપયોગ કરીને સમજી લેવાનો અવકાશ પણ મળતો નથી, તેથી તેમની વિવેકબુદ્ધિ અને વિચારશક્તિનો ઉપયોગ ન થવાથી તે જડ થઇ જાય છે, અને શીખવાનો વિષય તેમના મનમાં બરાબર ઠસતો નથી. એટલુંજ નહિ પણ ઘણી વખતે એક કાને સાંભળીને બીજે કાને કાઢી નાખ્યાની પેઠે પણ તેઓ કરે છે, એટલે તેમને યાદ રહેતું નથી. " સહજમાં આવે અને સહજમાં ચાલ્યું જાય. " એ કહેવત સંસારી કામોમાં જેમ હમેશાં મળતી આવે છે, તેમ કેળવણીની બાબતમાં પણ તેની સત્યતા ખુલ્લી જણાય છે. જે વિષય શીખવવાનો હોય તેનાં તત્વ બાળકોને અગાઉથી કહી ન દેતાં, જેથી તેવાં તત્વ શોધવાને તેઓ પ્રવૃત્ત થાય એવા ઉપાય, નિયમ વગેરે સૂચવવા એ શિક્ષકનું કર્ત્તવ્ય છે. જેથી બાળકો પોતાની બુદ્ધિ ચલાવીને શીખવાનો વિષય એક ચિત્તથી વિચારવાને શક્તિવાન થાય, તેવી મદદ શિક્ષક તરફથી તેમને મળવી જોઇએ. શીખવવાના સર્વ સિદ્ધાન્ત એકી વખતે તેમને નહિ કહેતાં જેથી તે સિદ્ધાન્તો ઉત્પન્ન થાય એવાં મૂળતત્વ બાળકો પોતાની મેળે શોધી

કાઢે એવા પ્રકારે તેમની બુદ્ધિનો ઉપયોગ કરતાં શીખવવું. એ પ્રમાણે વિચાર કરીને મૂળતત્વો શોધી કાઢવાનો બાળકોને મહાવરો થયાથી તેઓ પોતાની મેળે ધારેલા સિદ્ધાન્ત એકદમ શોધી શકશે. એમ કદાપિ નહિ બને તોપણ તેથી ધીમે ધીમે તેમના ચિત્તનો ઉત્કર્ષ થવાને એ એક ઉત્તમ સાધન છે. એથી શરૂઆતથી તેમની શોધકબુદ્ધિ તીવ્ર થાય છે. વિચાર અને વિવેકબુદ્ધિને ઉત્તેજન મળે છે અને અનેક વિષયનું જ્ઞાન તેઓ મેળવી શકે છે, ધારણશક્તિ તથા એકાગ્રતા વધે છે અને આગળ ઉપર વિચાર પૂર્વક શોધવાનો ઉત્સાહ તેમના મનમાં પ્રદીપ્ત થાય છે. એ પ્રમાણે બાળકો પોતાના પ્રયત્નથી જેટલી શિક્ષા લેઈ શકે, તેટલી શિક્ષા તેમના અન્તઃકરણમાં સ્થાયીભાવથી સ્પષ્ટપણે ઠસે છે. પોતાના વિચાર ને પરિશ્રમથી જે વિદ્યા તેઓ ઉપાર્જન કરે છે તે સહેજમાં વિસ્મૃત થતી નથી, પણ તેની સાથે બીજું જ્ઞાન મેળવવાને તેમના માનસિક યત્ન ને ઉત્સાહમાં વૃદ્ધિ થાય છે. જેમકે કોઈ બાળકને ભૂમિતિની એક અઘરી પ્રતિજ્ઞા શિક્ષક સમજાવી જાય, તે પહેલાં તો શીખનાર બાળક સહજમાં સમજી શકશે, એટલું જ નહિ પણ તે પોતાના મનમાં એમ સમજશે કે હવે એ પ્રતિજ્ઞા વિષે મારે કાંઇ પણ સમજવાનું બાકી નથી; પણ થોડા દિવસ પછી એની એ પ્રતિજ્ઞા એજ બાળક પાસે સિદ્ધ કરાવવામાં આવે તો શરૂઆતમાં પટપટ બોલીને કેટલોક ભાગ સિદ્ધ કરશે, પણ આગળ જતાં વચમાં જરા સન્દેહ પડ્યો કે પછી આખી પ્રતિજ્ઞાની સિદ્ધતામાં તેને અંધકાર જણાશે, અને શિક્ષકે શું કહ્યું હતું તે યાદ કરવાને ફાં ફાં મારશે. આવે પ્રસંગે પોતાની બુદ્ધિ ચલાવીને પ્રતિજ્ઞા સિદ્ધ કરવાનું તેને ભારે થઇ પડશે, તેથી લજ્જિત થઇને ફરીને શિક્ષકની મદદ માગશે અથવા સિદ્ધ કરવાનું

કામ અધુરૂં મૂકીને બેશી જશે. પરન્તુ જે બાળક શિક્ષકની પાસેથી પ્રતિજ્ઞા નહિ શીખી, તેની યોગ્ય મદદ મેળવીને પોતાની મેળે જ તે શીખવાનો પ્રયત્ન કરે, તેને ઘણો શ્રમ અને વખત લાગે ને ક્ષણે ક્ષણે વિચાર કરીને સમજવાની જરૂર પડે, પણ તે એક વખત તેના મનમાં ઠસી તે પછી કોઈ દિવસ ભૂલી જવાનો નહિ. કેમકે વિષયની તમામ માહિતી તેના મનમાં રમી રહેલી હોય છે. માટે જ્ઞાન સંપાદન કરવામાં શીખનારે પોતાનો યત્ન પ્રાધાન્યપણે બળવત્તર રાખવો જોઇએ. શીખવવાના પાઠ પોપટની પેઠે બાળકને મોઢે કરાવ્યાથી તેની સ્મરણશક્તિ તાજી રહે છે ખરી, પણ તેની વિવેકબુદ્ધિ તથા વિચાર શક્તિનો વાપર નહિ થવાથી ધીમે ધીમે તે જડ અને નિરતેજ થઈ જાય છે. તેથી કાંઇ પણ પોતાની મેળે સમજવાને યત્ન કરવાનો ઉત્સાહ તેને થતો નથી, અને શિક્ષકના સમજાવ્યા સિવાય કોઈપણ વિષયમાં તેને ગમ પડતી નથી. એવી રીતે તે બાળક સર્વ રીતે શિક્ષકની મદદને આધિન થઇ પડેછે. શિક્ષકના તથા શીખવાડવાની રીતિના દોષથી બાળકના સુકોમળ ચિત્તની એવી દુર્દશા ઘણે સ્થળે જોવામાં આવે છે. કોઇ પણ બાળકને કોઈપણ વિષયની કેળવણી આપતા પહેલાં વિચાર કરવો જોઇએ કે તે તેની બુદ્ધિને ઉપયોગી એટલે તેની ચિત્તવૃત્તિને અનુસરતી છે કે નહિ ? જો તેથી તેના અન્તરની સર્વ વૃત્તિયો ખીલે તેમ હોય તો તે કેળવણી તેને આપવી. શરૂઆતમાં સહજ તથા સરળ ભાવની કેળવણી આપ્યા પછી ધીમે ધીમે વિશેષ કઠણ વિષયો શીખવવા; અને જ્યાં સુધી એક બરાબર ઉત્તમ પ્રકારે સમજી ન શકે, ત્યાં સુધી તેના કરતાં કઠણ વિષયમાં તેની બુદ્ધિ ચલાવવાનો યત્ન ન કરવો. આવી યોજનાથી વખત ઘણો લાગે છે, શિક્ષકને વધારે પરિશ્રમ પડે છે અને તેનું તાત્કાલિક ફળ બ-

તાવી શકાતું નથી; પણ અન્તે ઉત્તમ ફળદાતા થાય છે. શાળાઓમાં અપાતી કેળવણીમાં ઘણી અપૂર્ણતા રહી જાય છે તેનું કારણ અમુક વખતમાં અમુક વિષયનું જ્ઞાન પૂરૂં કરાવવાની શિક્ષકોને જરૂર પડે છે, તેથી તે સહજ રસ્તો જે ગોખાવીને મુખપાઠ કરાવવાનો તે પકડે છે. તે બાળકો સમજે કે ના સમજે તેની બીલકુલ દરકાર રાખ્યા સિવાય નિયમિત અભ્યાસનું પોપટીઉં જ્ઞાન તૈયાર કરાવે છે. આમ કરવામાં તેઓ ભય ને માયાનો ઉપયોગ કરવાનો નિયમ યાદ રાખેછે ખરા, પણ ઘણી વખતે એકલા ભયનો ઉપયોગ તેઓ આદરી બેસે અને બાળકો તેમના મારની બીકે પોતાના ગજા ઉપરાંત ગોખણ-શક્તિનો ભાર માથે ખેંચી લે છે, પરન્તુ જે ભાર તેઓ સહન કરે છે તેમાં પોતાની સંપત્તિ કંઇ પણ હોતી નથી; પણ કેવળ પારકાનો બોઝો જ તે સહન કરે છે. આમ થયાથી તેઓના વિચાર અસ્થિર થઈ જાય છે અને ગોખીને મોંએ કર્યું એટલે ભણી ચુકયા એમ તેઓ સમજે છે. આવા માર ઝુડના અભ્યાસથી તેમની શરીર સં-પત્તિ પણ ક્ષીણ થાય છે. આપણા જોવામાં એવાં ઉદાહરણ આવ્યાં છે કે કેટલાક ગભરૂ જેવા જુવાનીઆઓ પાઠશાળામાંથી પાસ થઇને થોડો વખત પણ વિશ્રાન્તિ લીધા વિના વધારે કાબેલિયતની પદવી મેળવવા પરમેશ્વર પાસે દોડી જાય છે! આવો પોપટીઓ અને માથાફોડીઓ અભ્યાસ કરનારાઓ જ્યારે પોતાને ધંધે વળગે છે, ત્યારે થોડા વખતમાં ભણેલું ભૂલી જવા માંડે છે. સ્વાભાવિક જ્ઞાન મેળવવાની ઇચ્છા બાળકના મનમાં નિત્ય ઉત્પન્ન થાય છે તે શિક્ષ-કની એવી અસ્વાભાવિક રીતિથી એકદમ નિસ્તેજ થઈ જાય છે. કેટ-લાક ઉદ્ધત વિચારનાં બાળકો મારથી અને મહેનતથી કંટાળીને એવું ગરબડીઉં જ્ઞાન મેળવવાથી પણ બેનસીબ રહે છે. અલ્પ વયમાં

બાળકોની ઉન્નતિ કરવી હોય તો તેમણે કેટલાં પુસ્તકો વાંચ્યાં છે તે ન જોતાં પુસ્તક વાંચવામાં તેઓ કેટલા નિમગ્ન થયાં છે, જ્ઞાન સંપાદન કરવાની આંકાક્ષા ને ઉત્સાહનો કેટલો વધારો થયો છે, કયા અભ્યાસના વિષયમાં સમજવાને તેમની બુદ્ધિ કેટલી ખીલી છે, તેમની વિવેકબુદ્ધિ, વિચારશક્તિ અને એકાગ્રતા કેટલી સતેજ થઈ છે. પ્રદર્શન વિષયમાં નિરીક્ષા કરવાની શક્તિ તેમનામાં કેટલી આવી છે, જે શીખવ્યું છે તેનાં મૂળતત્વ કેટલાં પક્કાં કર્યાં છે, અસાધારણ રીતે તેમના ચિત્તનો ઉત્કર્ષ કેટલો થયો છે, તે સર્વ તપાસવું જોઈએ.

શિક્ષકની ઇચ્છા પ્રમાણે બાળકના ચિત્તને દોરવું એ નુકશાનકારી છે, માટે બાળકની ચિત્તવૃતિ કયા વિષય તરફ વધારે ખેંચાય છે તે તપાસી તેને પસંદ પડતા વિષયની તાલીમ આપવી જોઈએ. સ્વાભાવિક નિયમ પ્રમાણે બાળકનું મન ધીમે ધીમે ખીલે છે; તે કોઈ પણ કારણથી એવી સ્વાભાવિક ખીલવણીને અટકાવ્યાથી અથવા આડે રસ્તે દોર્યાથી તેમની માનસિક ઉન્નતિમાં નુકસાન પહોંચે છે. મનને ખીલવવાની સાથે જ્ઞાન મેળવવાનો આગ્રહ બાળકના મનમાં સ્વાભાવિક રીતે થાય છે. કોઈ નવી વસ્તુ તેમના જોવામાં આવે, તો તે વિષે ઘણા ઘણા પ્રશ્નો પૂછીને માબાપ પાસેથી તે સંબંધી જ્ઞાન મેળવવાની આતુરતા તેઓ બતાવે છે, પણ માબાપ તેમની એવી ઉત્તમ ચિત્તવૃત્તિને દબાવી નાંખી સ્વાભાવિક રીતે અને થોડા શ્રમથી જે પકકું જ્ઞાન તેમને આપી શકાય તે નહિ આપતાં ક, ખ, શીખવાડવાને તથા પુસ્તક વાંચવામાં મન લગાડવાને મહેનત કરે છે. પોતાની આસપાસના જડ ને ચૈતન્ય પદાર્થોની સ્વાભાવિક અવસ્થા અને તેમના ગુણ દોષ એ સર્વથી માહિત થવું એ જ્ઞાન મેળવવાની પહેલી પાયરી છે. જેથી બાળકો એ સર્વ વસ્તુના પરિચયથી શિક્ષણ

મેળવીને તેને સ્મરણમાં રહી શકે તેને માટે યત્ન કરવો અતિ જરૂરનો છે. એવા શિક્ષણથી પરિદર્શન શક્તિની ઉત્પત્તિ થવાનો આરંભ થાય છે. એ પરિદર્શન (નિરીક્ષા) શક્તિને વધારે વધારે ખીલવવી એ પણ શિક્ષણ આપવાનો માર્ગ છે. એ શક્તિ જેટલી તેજદાર થાય છે, તેટલી માણસમાં કુશળતા ને વિજ્ઞાન વધે છે. એ શક્તિના યોગે વિજ્ઞાન વિષયમાં; (સાયન્સ અને ફીલોસોફીમાં) સમાજ તત્ર વિષયમાં અને સામાન્ય રીતે સર્વ વિદ્યાના વિષયમાં નાના પ્રકારના નવા નવા શોધો થાય છે. ઉમ્મર વધવાની સાથે જળ થળના પદાર્થો નીહાળવાથી પરિદર્શન શક્તિને પુષ્ટિ મળે છે. પણ ઘણી જગાએ શાળાઓમાં શીખવવાની અનિયમિત રીતિથી બાળકોનાં ચિત્ત પુસ્તકો વાંચવામાંજ હમેશાં ગુંથાએલાં રહે છે, ને બહારની–આસપાસની વસ્તુઓનું પરિદર્શન કરવાની ઇચ્છા ઉત્પન્ન થતી નથી. બાળકોના ચિત્તની એવી અવસ્થા અતિ શોચનિય છે. તેની સાથે શિક્ષકોની અયોગ્ય ધાક ને મારવાની ટેવથી બાળકોનો બધો પરિશ્રમ ને બધી ચિન્તા પુસ્તકોનું અધ્યયન કરવામાં તથા શબ્દ શિક્ષામાં ખેંચાયાથી બીજા વિષયો તરફ તેઓ બેદરકાર થઈ જાયછે. એવી રીતે તેમના માનસિક આશ્ચર્યનો એટલો બધો નાશ થઈ જાય છે કે તે નવું પક્ષી અથવા નવી વસ્તુ તેમના દીઠામાં આવે તો તે વિષે બે ત્રણ સાધારણ પ્રશ્ન કરીને તેઓ બેશી રહે છે અને કંઈ પણ તપાસીને જોવાની તથા જાણવાની ઇચ્છા તેમને રહેતી નથી. પરંતુ એ જાણવાની ઘણી જરૂર છે, બહારના સર્વ વિષયો ઉપર દૃષ્ટિ ન રહ્યાથી ને તેના ગુણ દોષ તથા પરસ્પરના સંબંધની ઉપર લક્ષ ન કરી શકાયાથી ખરૂં જ્ઞાન મેળવવાનો ઉપાય રહેતો નથી. કારણ કે વાસ્તવિક રીતે એવા બહારના ઘણા વિષય પરોક્ષ રીતે પુસ્તકોમાંથી મળે છે. તે

પરિદર્શન કરી પુસ્તકમાં લખ્યા પ્રમાણે તેનો ખરો ચિતાર મનમાં ઠસ્યા સિવાય પરોક્ષ રીતે મેળવેલું જ્ઞાન એટલુંજ કામમાં આવે છે, માટે બાળકોની પરિચાલન શક્તિને ઉત્તેજન મળે તે વિષે શિક્ષકોએ પુરતી કાળજીથી યત્ન કરતા રહેવું જોઇએ.

કેળવણી આપવાનો બીજો એક મુખ્ય ઉપાય એ છે કે બાળકોને તેમની ચિત્તવૃત્તિની યોગ્યતા પ્રમાણે વિદ્યાભ્યાસમાં લગાડવાં જોઇએ, તે સાથે તેમને શીખવવાની રીત પણ મનોરંજક ને ખુશકારક જોઇએ. ખરી કેળવણીની સાથે બુદ્ધિની ચાલનાથી ચિત્તની અપૂર્વ પ્રફુલ્લતા ઉત્પન્ન થાય છે. તે પ્રફુલ્લતા જ્યાં સુધી રહે છે, ત્યાં સુધી મન ઉત્સાહની સાથે જ્ઞાન શીખવાના માર્ગે ચાલે છે. એમ થયાથી શિક્ષકની તરફથી ઉત્તેજનની થોડી જરૂર રહે છે, અને શીખવવામાં પડતો શ્રમ કોઇપણ પ્રકારે કષ્ટદાયક જણાતો નથી. ઉત્સાહ તથા એકાગ્ર ચિત્તવૃત્તિની વૃદ્ધિ થવાથી જાણવાના વિષય જલદી સાધ્ય થાય છે, પરન્તુ તે પ્રફુલ્લતા મનને આનન્દમાં રાખવાને બદલે એકલા અભ્યાસ ઉપર લગાડયાથી મનોવૃત્તિયો સહેલથી ઉત્તેજિત થતી નથી. શીખવાના વિષયમાં મન થતું નથી અને એકાગ્ર ચિત્તની ખોટને લીધે જે વાંચ્યું હોય કે ગોખીને પાઠ કર્યું હોય તે બરાબર યાદ રહેતું નથી અને જો આગ્રહથી ઘણી મહેનતે મન લગાડવામાં આવે, તો તે જલદી જલદી થાકી જવાથી અભ્યાસ કરવાનું કામ અધુરૂં રહે છે. વાસ્તે બાળકોને શિક્ષણ આપતી વેળાએ જેથી તેમનાં ચિત્તનું સંરક્ષણ થાય અને જેથી આનન્દની સાથે શીખવાને તેઓ પ્રવૃત્ત થાય એવી કુશળતા વાપરવી એ ખરા શિક્ષકનો ધર્મ છે.

ખરી રીતે જોતાં બાળક જન્મે છે ત્યારથીજ તેની કેળવણીનો

આરંભ થાય છે અને કુદરતી નિયમ પ્રમાણે મનુષ્યે આપેલા શિક્ષણનો આરંભ થયા પહેલાં જે કેળવણી મળવાની શરૂઆત થાય છે તે તેમની અન્તરની ચેષ્ટાઓથી ધીમે ધીમે વધીને મરણ પર્યન્તમાં કેટલાક વિષયનું થોડું થોડું જ્ઞાન તેઓ મેળવી શકે છે. વિદ્યાભ્યાસનો આરંભ કર્યા પછી બાળકો માતૃભાષા કેવા આશ્ચર્યને કૌશલ્યથી શીખી લે છે? નવી વસ્તુઓ પકડી લેવામાં, નવું નવું જોવામાં ને નવા નવા શબ્દો સાંભળવામાં બાળકોના મનમાં કેવો ઉત્સાહ ઉત્પન્ન થાય છે? એવી બાબતોનો અભ્યાસ કરવાનો શ્રમ લેવા કોઈ તેમને કહેતું નથી પણ સ્વાભાવિક રીતેજ તેમની ચિત્તવૃત્તિયોનું વલણ એ પ્રમાણે આકર્ષાય છે. નાનું બાળક જે દેખે તે પકડવા જાય છે ને જે હાથમાં આવે તે મોંમાં નાખે છે, તાણીને ફાડી ચીરી નાખે છે. અને એ પ્રમાણેની ચેષ્ટા કરીને તે આનન્દ પામે છે. એવી રીતે સર્વદા તે ગુલતાન રહેવા ચાહે છે, અને નિદ્રાવસ્થા સિવાયની એક પલવાર પણ તેને સ્થિરભાવે રાખવું અઘરૂં પડે છે. શા કારણથી બાળક એટલું બધું મગ્ન થાય છે તે સમજવામાં નહિ આવવાથી માર ખોર કહીને મારવાનું કહે છે, પરન્તુ ચિત્તવૃત્તિની ચાપલ્યતાની વૃદ્ધિની આગળ કોઇપણ પ્રકારનું શાસન પ્રબળ થઈ શકતું નથી. એવી પ્રકૃતિ દેવીની કેળવણી આપવાની રીતિ છે. એ રીતિની માફક જેટલું ચાલે એ તેના પ્રમાણમાં આપણી કેળવણી ફળવાન તથા મંગળકારક થાય છે.

---

# પોતાનો યત્ન અને શિક્ષકના શિક્ષણ વિશે વિચાર.

वितरति गुरुः प्राज्ञ विद्या यथा तथैव जडः
नतुखलु तमो ज्ञाने शक्तिं करोत्य पहान्ति वा
भयवतिच पुन र्भुयान् भेदः फलं प्रति तद्यथा
प्रभवति शुचिर्विम्बोद्ग्राहे मणिर्न मृदाः

ભવભૂતિ.

'ગુરુ બુદ્ધિમાન તથા જડ છે એવું ન ધારતાં બધાને એક સરખી રીતે વિદ્યા વિતરણ કરે છે; તે કોઇને સમજવાની શક્તિ આપતો નથી અથવા હરણ કરતો નથી; પણ તેના ફળમાં ઘણો ફરક પડેલો જોવામાં આવે છે, નિર્મળ આતસીકાચજ સૂર્યકિરણને પ્રતિફલિત કરી શકે છે, માટીનું ઢેંપુ તે કરી શકતો નથી.

વિદ્યાલયમાં બધા જાય છે, સારા શિક્ષકની સોબતમાં ઘણા વિદ્યાર્થિયો રહે છે, પણ બધા સરખી રીતે વિદ્યા કેમ મેળવતા નથી? એનો જવાબ કોઈ કહેશે કે બધા વિદ્યાર્થિયોની ધારણાશક્તિ એક સરખી હોતી નથી. કોઈ કહેશે કે બધા વિદ્યાર્થિયો એક સરખી રીતે ધ્યાન આપતા નથી. આના ઉપરથી જોઇએ છીએ કે બે વિષયના જૂદાપણાથી ફળમાં ફરક પડે છે. પહેલી ધારણાશક્તિ અને બીજી પ્રણિધાનશક્તિ. ધારણાશક્તિના ઉપર કોઇનો પણ હાથ નથી. બધાં એક સરખી રીતના મગજ લઇને જન્મતાં નથી. કોઇની બુદ્ધિ અતિશય આશ્ચર્યકારક હોય છે. જે વિષય તેની સામે આવે છે, તે જલદીથી તેની અંદર જાય છે અને તેનો મર્મ તે ગ્રહણ કરી શકે છે. વળી કેટલાકની પ્રકૃતિ કંઈક જડ હોય છે, કોઇપણ વિષયનો મર્મ

ગ્રહણ કરવામાં તેને વખત લાગે છે. આવું કહેવાય છે કે, સર આ-ઈઝક ન્યુટન જ્યારે બાળક હતો, ત્યારે તેની પાસે યુક્લિડની ભૂમિતિના પહેલા ભાગની ૪૭ પ્રતિજ્ઞા વાંચીને સંભળાવી હતી. તે સાંભળતાં જ તે બોલ્યો આ તો ખરી છે. જે પ્રતિજ્ઞાની સત્યતાને સમજવામાં કેટલા મોટા છોકરાનું મગજ ફરી જાય છે, તે નાના ન્યુટને સ્વતઃસિદ્ધ ભાવથી અનુભવ કર્યું કે તે ખરી છે. પણ આ માનવ સંસારમાં સર ન્યુટન થઇને બધા જન્મતા નથી. કલકત્તાની સંસ્કૃત કૉલેજના પરલોકવાસી પ્રોફેસર તારાનાથ તર્કવાચસ્પત્યના વિષયે આવું સંભળાય છે કે, તે નાનપણમાં એટલે વિદ્યાર્થિની અવસ્થામાં ઘણોખરો દહાડો અને દહાડાનો વધારે વખત ગપાટા મારતો ફરતો હતો, કદાચ એક દહાડો કેટલાક કલાક વાંચવાના ગ્રંથ લઇને બેસતો હતો, અને તરત દિવ્યાલોકના પ્રમાણે બધા વિષયનો મર્મ ગ્રહણ કરી લે તો જોઇને બધા વિદ્યાર્થિયો મોહિત થઈ જતા. તે વેળાએ કલકત્તાની સંસ્કૃત કૉલેજમાં નાથુરામ શાસ્ત્રી નામનો એક હિંદુસ્તાની પંડિત કાવ્યનો તથા અલંકારનો શિક્ષક હતો, તે બંગાલી ભાષા જાણતો નહોતો, સંસ્કૃત ભાષામાંજ તે વાતચીત કરતો હતો તથા શિક્ષકનું કામ ચલાવતો હતો. તે ઘણીક વખતે હસીને કહેતો હતો કે,

"मम यत्र यत्र संदेह स्तत्रैव तारा पृच्छति"

જ્યાં જ્યાં મને સંદેહ છે ત્યાં ત્યાંજ તારા પ્રશ્ન કરે છે. તારાનાથની આ ધારણાશક્તિ લઇને બધા જન્મતા નથી.

વિદ્યા મેળવવાના વિષયમાં ધારણાશક્તિના પ્રમાણે પ્રણિધાન શક્તિ (લક્ષ આપવાની શક્તિ) જોઇએ. ઘણાક બુદ્ધિમાન્ વિદ્યાર્થિયો લક્ષની ખોટથી સારા શિક્ષકની પાસે રહેવા છતાં પણ વિદ્યા મેળવી શકતા નથી. પણ સવાલ એ છે કે આ પ્રણિધાનશક્તિ બધાને કેમ

હોતી નથી? ઉત્તર, જ્ઞાન મેળવવાને માટે જેઓ આતુર હોય છે, તેઓનેજ પ્રણિધાન હોય છે; બીજાને તે થતો નથી. દરરોજ આંખથી જોઇએ છીએ કે દેશના સેંકડો ધનવાનના પુત્રોસારૂ વિદ્યા-શિક્ષણને માટે કેટલા ઉપાયો અવલંબિત થાય છે. તેઓને વિદ્યાલાભમાં મદદ કરવા માટે ઘણું ધન ખર્ચીને લાયક શિક્ષક મુકરર કરવામાં આવે છે; તેઓ ઉઠવા બેસવામાં તેઓની સાથે ને સાથે હોય છે; ઉત્કૃષ્ટ વિદ્યાલય, ઉત્કૃષ્ટ શિક્ષક, ઉત્કૃષ્ટ પુસ્તકાલય વગેરે બધાની તૈયારી હોય છે, તે છતાં તેઓમાં ઘણાંજ થોડાં છોકરાં વિદ્વાન થઇને પ્રતિષ્ઠા લાભમાં સમર્થ થય છે. એનું કારણ શું? તેઓ શું બધા જડબુદ્ધિના છે? તેમ નથી, કારણ કે એ બધા બાળકોમાંથી ઘણાકો મોટા થઇને વિષયકાર્યમાં સારી બુદ્ધિની ઓળખાણ આપે છે. તેનું કારણ તેઓની જ્ઞાન સ્પૃહાની ખોટ છે, તેમજ શ્રમ પ્રવૃત્તિની ખોટ છે. આવા દરરોજ આ સસના પુષ્કળ પ્રમાણ મળે છે કે, જ્ઞાનસ્પૃહાવાળો ઉત્સાહી તથા મહેનતુ વિદ્યાર્થીજ ગુરૂપદેશના દ્વારા ઉપકૃત થાય છે. જેમાં સ્વાવલંબન નથી, જ્ઞાનસ્પૃહા નથી, શ્રમશીળતા નથી, તેના કાનમાં વિદ્યા રેડયા છતાં પણ તેને કંઈ પણ ઉપકાર થતો નથી. વિદ્યા લાભમાં સ્વવલંબનશક્તિ ( પોતાની મહેનત ) જ ઉન્નતિનો પાયોછે, ગુરુપદેશ સહાયમાત્ર છે.

પણ સ્વાવલંબનશક્તિના મૂળ પાયા તરીકે ગુરૂપદેશની જરૂર અસ્વીકાર કરી શકાતી નથી. હાલમાં બધા વિષયનાં ઉત્તમ પુસ્તકો તૈયાર થયાં છે. એક મુશ્કેલ વિષયને સારી રીતે મેળવવા માટે જે જે જરૂરના જાણવા જેવા વિષયની જરૂર છે, તે પણ નાના પ્રકારના ગ્રંથમાં લખેલા છે. તેથી હાલના સમયમાં એક માણુસ પોતાના ઘરમાં બેસીને શ્રમ તથા અનુસંધાનથી ઘણીક વિદ્યા મેળવી શકે છે.

ત્યારે મોટી મોટી કૉલેજોમાં મોટા મોટા પગાર આપીને પ્રોફેસર મુકરર કરવાની જરૂર શી છે? ડાક્ટરી પુસ્તકો ઘરમાં બેસીને વાંચીને તથા પોતાની પરીક્ષાથી તો એક ડાકટર થઈ શકે છે, તો મેડિકલ કૉલેજ ઉઘાડીને હજારો રૂપીઆના પગારના પ્રોફેસર શામાટે મુકરર થાય છે? એનું કારણ એ છે કે એ બધા વિદ્વાન પ્રોફેસરે એ બધા ગ્રંથમાં વર્ણન કરેલા વિષયો પોતાની મહેનતથી મેળવ્યા છે; તેના શિવાય પોતાની સમજણથી તે સંબંધી ઘણાંક નવાં તત્વ મેળવ્યાં છે. તેઓની પાસે બેસવાથી થોડા સમયમાં એટલું વિસ્તારિત, એટલું મૂલ્યવાન જ્ઞાન મેળવાય છે કે જે પોતે શોધ કરીને જાણવામાટે ઘણા વખતની જરૂર પડે છે. જ્યારે સારા ગ્રંથો તથા ઉત્તમ શિક્ષક બેઉ એકત્ર થાય છે, ત્યારે વિદ્યા લાભકાર્ય સહજમાં તથા સુંદર રીતે થાય છે.

---

# પોતાનો યત્ન એજ કેળવણીનું મૂળ છે.

કેળવણીનું મૂળ ખંતીપણું છે. ખંતીપણા શિવાય કોઈ કામ પરિપૂર્ણ થતું નથી, તો શિક્ષણ મેળવવું એ તો ઘણુંજ અઘરૂં છે. કેળવણીની વેળાએ મનોવૃત્તિઓને બીજા વિષયોથી કાઢીને શીખવાના વિષય ઉપર લગાડવાની સર્વથી પહેલાં જરૂર છે. અભ્યાસથી બુદ્ધિવૃત્તિ નિયમિત થઈ શકે છે. અને બુદ્ધિવૃત્તિ નિયમિત થયાથી વગર હરકતે ધારેલા વિષયમાં લગાડી શકાય છે. તર્કશક્તિનો યથાયોગ્ય સંસ્કાર થવો સર્વ પ્રકારે ઉચિત છે. તર્કશક્તિ જેટલી જોઇએ તેટલી પરિ-

શુદ્ધ નહિ થયાથી સ્વયં વસ્તુ તત્વનો નિર્ણય કરવાની શક્તિ ઉત્પન્ન થતી નથી. તેથી બીજાનાં ચાવેલાં અને થુંકેલાંના પછવાડે તથા તેને નેતા કરીને કાળ ગાળવો પડે છે, પોતે વિચાર કરીને કાર્ય કરી શકતો નથી.

બીજાના લખેલા વિષયોને અભ્રાન્ત મહાવાક્યની પેઠે ગ્રહણ કર્યા:થી પોતાની બુદ્ધિશક્તિનો સારી પેઠે ઉત્કર્ષ થતો નથી. તેવા વગર મહેનતે મળેલા વિષયો સર્વદા સ્મૃતિમાં ઠસતા નથી, થોડીવારમાં તે વિસરાઈ જવાય છે, અધ્યયન કાલે અધીયમાન વિષય, ન્યાય તથા ધર્મના અનુમત, પોતાની વિવેક શક્તિના અનુમોદિત અને પ્રાકૃતિક નિયમની સાથે મળે છે કે નહિ તેની તપાસ કરવી જોઇએ. તેમ થયાથી તે વિષયમાં વિશેષ સંસ્કાર ઉત્પન્ન થશે; બીજા તેને લગતા વિષયનું જ્ઞાન મળે છે; તર્કશક્તિ વિશેષરૂપથી ખીલે છે અને મેળવેલું જ્ઞાન ચિરકાલ સ્મૃતિમાં ઠસી જાય છે.

આ ઠેકાણે પ્રસંગને લીધે ડાક્ટર આરનોલ્ડની શિક્ષણની રીતિ વિષે લખવું યોગ્ય સમજીએ છીએ. તે પોતે જે શીખવાના વિષયો હતા તે વિદ્યાર્થિયોને કહેતો નહોતો; પરન્તુ કેવી રીતે શીખવા જોઇએ, તેનો માર્ગ બતાવતો હતો. પોતે ઉપરી લેખે સર્વ વિષયોની ખબરદારી રાખતો હતો. વિદ્યાર્થિયો પરિશ્રમ અને યત્ન પૂર્વક શીખતા હતા. તે તેઓની શિક્ષા પ્રવૃત્તિને વિશેષ પ્રકારે ઉત્તેજન આપતો હતો. તે યત્નપૂર્વક વિદ્યાર્થિયોને પાછા હઠતા રોકવા તેને ઉત્સાહ આપતો હતો અને નિરન્તર ખરે રસ્તે ચલાવતો હતો. તેણે એક ઠેકાણે લખ્યું છે કે, " આકસફર્ડ વિશ્વવિદ્યાલયમાં એટલે યુનિવર્સીટિમાં શીખવાના ઘણા વિષયો છે; તેને અનુસરીને કેળવણી લેવાની જેની ઇચ્છા નથી; જે શ્રમ વિમુખ થઈ ફક્ત વિલાસ

સુખનો અનુભવ કરવાનો અભિલાષ રાખે છે, તેને વિશ્વવિદ્યાલયમાં મોકલવા કરતાં આડાંમાનનાટાપુમાં મોકલવો સારો છે. કારણ ત્યાં તે પોતાની મહેનતથી તથા યત્નથી પોતાનું પેટ ભરવાને મંડે છે. ટૂંકામાં કેળવણીનું મૂળ અન્તરની પ્રવૃત્તિ છે. તે પ્રવૃત્તિ ન હોવાથી નિશાળ, વિદ્યાલય કે વિશ્વવિદ્યાલય કંઇપણ કરી શકતી નથી. બળવતી પ્રવૃત્તિ હોવાથી સર્વપ્રકારની અવસ્થામાં શિક્ષણ મેળવી શકાય છે. શિક્ષણ મેળવવાનો આજ રસ્તો છે. રાજા, પ્રજા, ધનવાન, ગરીબ, બુદ્ધિમાન, મૂર્ખ સર્વ તે માર્ગથી શિક્ષણ મેળવી શકે છે. અનુરાગ, ઉત્સાહ, અને મહેનત સિવાય બીજા કોઇપણ ઉપાયથી શિક્ષણ મળી શકતું નથી.

જ્યારે આપણે પોતાની મેળે શીખીએ છીએ, ત્યારે આપણે જે વિચારો મેળવીએ છિયે, તે બીજાઓની પાસેથી મળેલા વિચારોના કરતાં વધારે સ્પષ્ટ અને નિશ્ચિત હોયછે એ નિર્વિવાદ છે, અને એથી કરીને આપણી બુદ્ધિ પરાધીન થતી નથી એટલુંજ નહિ, પણ વસ્તુઓના સંબંધો સુધી જોવામાં, વિચારોને સંબંધ કરવામાં અને નવાં સાહિત્યો શોધવામાં આપણે વધારે પ્રવીણ થઇએ છીએ. જ્યારે આપણે બીજાના વિચારો લીધા કરીએ છીએ, અને પોતાના મનને તટસ્થ રહેવા દઇએ છીએ, ત્યારે જે માણસને હમેશાં બીજા લોકો વસ્ત્રો પહેરાવે છે, જેની પાસે નોકરો સેવામાં રહે છે, જેને ઘોડાઓ જ અહિંથી તહિં લઇ જાય છે, અને જે પરિણામે પોતાના શરીરની શક્તિ અને પોતાના અવયવોનો ઉપયોગ ખોઇ બેસે છે, તેના જેવી સ્થિતિમાં આપણે આવી પડીએ છીએ. શાસ્ત્રાભ્યાસ સુગમ કરવાની ઘણી પ્રશંસનીય પદ્ધતિયો પ્રચલિત છે, પણ કોઈ આપણને પ્રયત્નથી શીખતાં શીખવે તે વધારે ઇષ્ટ છે.

લૉક કહે છે કે, "જ્ઞાન મેળવવામાં આપણી બુદ્ધિ ઉપર બહુ આધાર રાખવો, અને ધારવું કે આપણે બધી વસ્તુઓ જાણી શકીએ, એ જેમ ખોટું છે, તેમ આપણથી પોતાની મેળે કશું જાણી ન શકાય, એમ માનવું પણ ખોટું છે. જે પોતાની બુદ્ધિનો દરેક બાબતમાં વિશ્વાસ રાખે છે, અને સત્ય શોધવામાં પોતાની બુદ્ધિને છેક અસમર્થ માને છે, તે બીજા પોતાને ઉચકી જાય તેટલાની ખાતર પોતાના પગ કાપી નાખવા જેવું કરે છે. એ પ્રમાણે બીજાના જ્ઞાન ઉપર આધાર રાખવાથી કશું ફળ નથી; કારણ કે જો બીજાની આંખો વડે આપણે દેખી શકીએ, તો જ બીજાની બુદ્ધિ વડે આપણે સમજી શકીએ. જેટલું આપણે પોતે ખરેખરૂં જાણીએ છીએ, તેટલું જ આપણે જાણીએ છીએ, તેટલું જ સત્ય આપણને મળ્યું છે. બીજાઓની પાસે ગમે તેટલું હોય તે તેમનું છે, આપણું નથી. જે આપણને સમજતા કર્યા વગર આપી શકાય તેમ નથી; જે ખજાનો બક્ષીસ કે ઉછીનો આપી શકાય તેવો નથી."

સોક્રેટીસ કહેછે કે, "કહ્યું કરવું એ સમજવાનો સૌથી સારો રસ્તો છે. જે કંઈ આપણે પોતાના પ્રયાસથી શીખીએ, તેજ આપણે પૂરેપૂરૂં શીખીએ છીએ.

જ્ઞાનની અથવા લૌકિક ચઢીયાતી મેળવવામાં બધાં માણસોનો એકજ રસ્તો છે. ઉત્સાહ, એકાગ્રતા અને ઉદ્યોગ સિવાય કોઈ વિષયમાં ચઢીયાતી મેળવી શકાતી નથી. દુર્બળ, રોગી માણસો કદાપિ લાગટ પરિશ્રમ કરવામાં સમર્થ થતા નથી. તેથી કોઈ વિષયમાં તેઓની ચઢીયાતી થવાની સંભવના રહેતી નથી. શરીર તથા મન એક બીજાની જોડે સંબંધ રાખે છે. શરીરની દુર્બળતા અને અંવસન્નતા, મનની દુર્બળતા અને અવસન્નતા પેદા કરે છે તેથી દુર્બળ માણસને શાસ્ત્રના અધ્યયનથી મળતો વિશુદ્ધ આનંદ ભોગવવો દુર્લભ છે

તથા શાસ્ત્રનો મર્મ ભેદવો મુશ્કેલ થઈ પડે છે. એટલા માટે તનદુરસ્તી આપનારી કસરત કરતાં શીખવું જોઇએ. અંગ્રેજ તથા ફ્રેન્ચ વગેરે યૂરોપ તથા અમેરિકાનાં માણસો શરીરની સુખાકારી સાચવવા માટે નાના પ્રકારની કસરત કરે છે. ક્રિકેટ, હોડીમાં હલેસાં મારવાં, તરવાર તથા બંદુક વગેરે હથિયાર ચલાવવાં, ઘોડા ઉપર સ્વારી કરવી, તથા શીકાર વગેરે શક્તિ તથા તેજોવર્દ્ધક પ્રમોદક્રિયાનો તેઓનાં છોકરાં વિદ્યાલયમાં તથા પોતાના ઘરમાં અભ્યાસ કરે છે. પ્રૌઢાવસ્થામાં નાના પ્રકારના સંસારના કાર્યમાં લાગીને પણ તે દેશના લોકો તનદુરસ્તીની સંભાળ તથા બળ વધારવા માટે કસરત કરે છે. એના દાખલા એકઠા કરવાને દૂર દેશમાં જવાની જરૂર નથી. ભારતવર્ષમાં સર્વત્ર તે નજરે પડે છે. કેટલાક વર્ષો ઉપર ઈંગ્લંડનો પ્રધાન પામરર્ટન મરી ગયો છે. તેના કસરતના વિષય વાંચ્યાથી આશ્ચર્ય પમાય છે. વૃદ્ધાવસ્થામાં તે જેવો રાજનીતિ પ્રયોગ કૌશલ્યમાં લોકમંડળનો અગ્રગણ્ય થયો હતો, તેમ બાલ્યાવસ્થામાં હોડીનાં હલેસાં મારવામાં, કુદવામાં પણ તેના બરાબરીઓમાં તે પહેલે નંબરે હતો. શરીર ક્લેશ સહન કરવામાં તથા કામ કરવામાં શક્તિવાન નહિ હોત તો કદી તે લાંબો વખત સુધી પ્રધાનપણું ભોગવવા સમર્થ થાત નહિ. તેની ૮૨ વર્ષની ઉમ્મર થઈ હતી, તો પણ રાજના વિચારથી છેટે રહીને શીકાર વગેરે તેજસ્કર કાર્યથી શરીરને તનદુરસ્ત અને અન્તઃકરણ પ્રફુલ્લ રાખવાનો યત્ન તે કરતો હતો. એક બુદ્ધિમાન માણસે કહ્યું છે કે, "ઇંગ્લંડનાં પ્રખ્યાત મંત્રીઓ જેવા અસાધારણ બુદ્ધિમાન છે, તેમ ઘણાજ બળવાન છે. તેઓના આકાર મોટા, છાતી પહોળી, અને અવયવો સુસંઘટિત છે, અને પોતાના વાક્યના પ્રમાણ આપવા માટે લાર્ડ પામરર્ટન તથા

લાર્ડ બ્રોહામ વગેરે પ્રસિદ્ધ મંત્રીઓને ઉદાહરણ ભૂમિમાં આપ્યા છે. લાર્ડ બ્રોહામનું શરીર લોખંડના તરીકે ભૂલાવો પમાડે છે. લાગટ પરિશ્રમ કર્યા છતાં પણ તેને થકાવટ જણાતી નહોતી, તે પળ પણ વગર કામથી રહી શકતો નહોતો. તે ૬૦ વર્ષ સુધી અવિચ્છેદથી મહાસભા પાર્લામેન્ટનાં મોટાં કામ કરતો હતો. તેણે વ્યવસ્થા, રાજનીતિ, સાહિત્ય તથા વિજ્ઞાનશાસ્ત્રનું અધ્યયન કરીને પ્રત્યેક વિષયમાં અસાધારણ હોંશિયારી પ્રકાશ કરી હતી. ઘણાકો આખું જીવન એક કામમાં ગાળ્યા છતાં પણ તેમાં ઘણી હોંશિયારી મેળવી શકતા નથી. વિજ્ઞવર બ્રોહામના સરખા ઉદ્યોગી તથા ધુરન્ધર માણસો ભૂમંડળમાં ઘણું કરીને નજરે પડતા નથી. પરન્તુ આવી ઉન્નતિ મેળવવાનું મૂળ એક માત્ર ઉદ્યોગ હતો અને પરિશ્રમ શરીરની શક્તિના અંગે હતો. મહાસભા પાર્લામેન્ટના સભાસદની પદવીમાં આવીને મોટી મહેનત કરવી પડી હતી. કેટલાકો ૭-૮ કલાક સુધી ઉભા રહીને ગંભીરસ્વરથી વાગમૃત વર્ષણ કરે છે. હીનબળ તથા વીર્ય વિનાના માણસો કદાપિ તે શ્રમ ભાર ઉપાડવામાં સમર્થ થતા નથી.

ઈંગ્લંડનો માજી પ્રધાન ગ્લાડસ્ટન જેની ઉમ્મર ૮૨વર્ષની હતી તે પોતાને હાથે લાકડાં ફાડતો હતો અને તે કેટલો ઉદ્યોગી હતો તે જેઓ વર્તમાનપત્ર વાંચતા હશે તેઓ જાણતા હશે.

પરાક્રમને ધીધે જ જ્ઞાનવેત્તાઓ ઉન્નતિ મેળવે છે. ફક્ત જ્ઞાનથી કોઈ કાર્ય થતું નથી. જ્ઞાન કામમાં આણવામાં શરીરની શક્તિની જરૂર છે. બેકને કહ્યું છે કે, "જ્ઞાન જ શક્તિ છે." પરન્તુ જગતનો ઇતિહાસ વાંચ્યાથી ઘણી જગાએ એનાથી વિરૂદ્ધ જોવામાં આવે છે. પ્રસિદ્ધ ગણિતશાસ્ત્રી આર્કિમિડિસ તે વેળાના માણસોના કરતાં વધારે જ્ઞાનવાન્ હતો, અને સિસિલદ્વીપમાં તે વેળાએ

પુષ્કળ શાસ્ત્ર ચર્ચા થતી હતી. તથાપિ ત્યાંના માણુસો સ્વદેશની રક્ષા કરવામાં સમર્થ થયા નહોતા. આર્કિમિડિસ પોતાના અસાધારણ જ્ઞાનકૌશલ્યથી લાંબા સમય સુધી રોમન લશ્કરીઓની વિવિધ ક્રોધપથી વિફળ થઇને અન્તે સ્વદેશની સ્વતંત્રતાની જોડે દૂર થયો. રોમનની ચઢાઇની વેળાએ ગ્રીસ દેશમાં વધારે જ્ઞાનવાન્ તથા શ્રમશાળી લોકો હતા. તથાપિ તેમના તેજ તથા પરાક્રમના પ્રભાવથી વિજિત તથા દીનતાપન્ન થઇને જીવતા મરેલાની પેઠે કાળ ગાળતા હતા. સરાસિનોના દિગ્વિજય, જંગલી દુર્જય યવન જાતિથી ભારતવર્ષનો પરાજય અને જંગલી ગલ જાતિથી રોમ રાજનો ઉચ્છેદ, આ સર્વ વિષય એકાગ્ર ચિત્તથી વિચાર કરીને જોયાથી સ્પષ્ટ જણાશે કે શક્તિ તથા પરાક્રમના શિવાય ફકત જ્ઞાનથી માણુસો કદાપિ પોતાનો બચાવ કરવામાં સમર્થ થતાં નથી. તેથી બળ તથા તનદુરસ્તી સાચવવા માટે યત્નવાન થવું સર્વદા ઉચિત છે. દેશના લોકો બળવાન્ પરાક્રમી તથા હિમ્મતવાન ન હોય તો કદાપિ શરીરનો રક્ષા થતી નથી; અને જો કે બીજાની મદદથી થોડીક રક્ષા થાય છે તો તેમાં ઘણો ખર્ચ થાય છે તેમાં કાંઈ પણ સંશય નથી. વિશેષ રાજા તથા પ્રજાનો ગૌરવ રહેતો નથી. પ્રજા નિર્જીવ તથા દુર્બલ હોય, તો રાજા વિપ્લવની સંભાવના રહે છે ખરી, પરન્તુ નરપતિને પણ તેની જોડે નિર્જીવ તથા હીનબળ થવું પડે છે. પ્રજાના બળ તથા પરાક્રમથી રાજાનું પરાક્રમ તથા બળ હોય છે. તેથી પ્રજાની હીનતાથી રાજની હીનતા ઉત્પન્ન થાય છે તેમાં સંદેહ નથી.

આત્મા અને શરીર બે મળીને મનુષ્યના નામથી માણુસ ઓળખાય છે. ફક્ત શરીરને માણુસ કહેવાતો નથી; અને દેહ વિનાનો આત્મા મનુષ્ય શબ્દમાં ગણાતો નથી. અથવા આ બે પ્રકારના

૧ અભ્યાસ કરવાનો ઓરડો વિશાળ, સ્વચ્છ અને સ્વચ્છ હવા આવે એવો જોઇએ. પ્રકાશ બધી જગાએ બરોબર પડવો જોઇએ. બાળકોને સ્વચ્છ વસ્ત્રો પહેરાવવાનું તથા સ્વચ્છ હવામાં રહેવાનું મનમાં ઠસાવવું જોઇએ.

૨ બાળકોના અંતઃકરણમાં સઘળા વિષયમાં પવિત્ર ભાવ ઉત્પન્ન થાય અને સઘળા અશુદ્ધ વિષય પર ધિક્કાર ઉપજે, એવો બાળવિદ્યાલયમાં બંદોબસ્ત રાખવો જોઇએ. એ વાસ્તે તેઓની રમવાની જગા સ્વચ્છ–સુન્દર રાખવી જોઇએ, અને તે સુન્દર પુષ્પના ઝાડથી સુશોભિત કરવી જોઇએ, તેઓ તેની શોભા જોઇને સર્વદા પ્રફુલ્લ રહે તેથી તેઓના અન્તઃકરણની વૃત્તિયો દહાડે દહાડે ખીલશે અને સુધરશે.

૩ જે રમતથી હાથ પગ વગેરે શરીરના અવયવને કસરત મળી બળની વૃદ્ધિ થાય તેવી રમતની વ્યવસ્થા કરી રાખવી જોઇએ, હવા મળે એટલા માટે ખુલ્લી જગાપર રમવાની જગા બનાવવી જોઇએ.

૪ મોટી ઉમ્મરમાં જૂદાં જૂદાં માણસોની જોડે કેવો વ્યવહાર રાખવો જોઇએ, તેનો અભ્યાસ આ વિદ્યાલયમાંથી કરાવવો જોઇએ, એટલામાટે, બાળશાળાના નિશાળીઆઓની સંખ્યા ઘણી જ ઓછી રાખવી જોઇએ. પચાસ કરતાં ઓછી અને એક સોથી વધારે રાખવી ઠીક નથી, તેમાં સર્વ પંક્તિના બાળકોને દાખલ કરવાં જોઇએ.

૫ તેઓ એક બીજાની જોડે કેવી રીતે વર્ત્તે છે, તે શિક્ષકોએ જોવું જોઇએ, અને જ્યારે તેઓ એકઠાં થઇને રમે અથવા વાતચીત કરે, ત્યારે શિક્ષકોએ તેઓથી છુપાઇને જોવું તથા સાંભળવું, અને તેઓમાંથી કોઈ અપરાધ કરે તો તેને તે વેળાએ સુધારવાની તજવીજ કરવી જોઇએ.

૬ શિક્ષાગુરૂએ બાળકોના ઉપર સર્વદા સ્નેહ, દયા, વાત્સલ્ય અને પ્રસન્ન ભાવ દેખાડવો, અને પોતાના મનનો ઉલ્લાસ ભાવ દેખાડીને તેઓની મનની વૃત્તિયોને સતેજ કરવી, તેમ કરવામાં તેઓ આજ્ઞા નહિ લોપે તેવી તેના ઉપર સાવચેતી રાખવી જોઇએ.

૭ બાળકો કીડા, ભમરા વગેરે જોયાથી તેને પકડીને મારી નાંખે છે, એથી કરીને તેઓને ઘાતકીપણું કરવાનો ધીરે ધીરે અભ્યાસ પડે છે. એટલા માટે યત્ન પૂર્વક એ વિષયની મનાઈ કરવી જોઇએ. જીવ જન્તુઓને દુઃખ દેવું એ ઘણુ જ ખરાબ-ધર્મ વિરૂદ્ધ કામ છે, એ તેઓને સમજાવવાનો યત્ન કરવો, અને કોઇપણ પાળેલા જનાવરોના ઉપર સર્વદા સારો વ્યવહાર રાખવાનો અભ્યાસ કરાવીને તેઓના આ પાપી અંકુરને મૂળમાંથી ઉખાડી નાખવાનો યત્ન કરવો.

૮ શ્રદ્ધા, ભક્તિ, દયા, ક્ષમા, ન્યાય, સત્ય, સરળતા, વાત્સલ્ય, ઉદારભાવ આ વિશુદ્ધ ધર્મનાં કામમાં છોકરાંને સર્વદા ઉત્સાહિત કરવાં જોઇએ. રાગ, દ્વેષ, જૂઠું બોલવું, ઠગાઇ, લોભ, મદ, માત્સર્ય, ખલતા, કપટતા, ભીરૂતા, નિષ્ઠુરતા, જૂઠું બોલવુ અને બીજા સર્વ પ્રકારના અયોગ્ય આચરણોને દમન કરાવવાં જોઇએ. કોઇ બાળક કોઇ વિષયમાં ઉપર લખેલા અયોગ્ય આચરણ કરે તો તેઓને શાસન કરવાં જોઇએ. બીજા જોડે ભણનારા બાલકોથી તેઓના ગુણ દોષનો ન્યાય કરાવીને, તેઓને શરમાવીને અને તિરસ્કાર દેખાડીને, તેનાથી દૂર કરવાં જોઇએ. શિક્ષા ગુરૂએ ન્યાયાધીશ બનીને બાળકોને પંચ બનાવીને એ વિષયના ન્યાય કામમાં લગાડવાં જોઇએ, એમ કર્યાથી અપરાધી બાળક ઘણું જ શરમાઇને તે કામથી છેટે રહેશે, અને બીજાં બાળકોની ન્યાય વૃત્તિ પણ ચઢીયાતી થવાથી અધર્મનું આચરણ કરવામાં ધિક્કાર ઉપજશે. તેમ થાય તો ન્યાય, સત્ય, અને દયા બાળશાળામાં

સુસ્પષ્ટ લક્ષણુ સ્વરૂપે થશે અને ત્યાં પુણ્ય સ્વરૂપ હવા પ્રવાહિત થશે.

૯ ભૂત ડાકણુની બીહીક, વગર પાયાના ખોટા વિચારો જન-મંડળમાં સર્વત્ર વ્યાપી રહેલા છે. એ સઘળા ભ્રમના અંકુર બાળકોના ચિત્તરૂપ ખેતરમાં કાયમ નહિ થાય તેને માટે ઉપદેશ આપવો, અને વાતચીતમાં એ વિષયમાં અનાદર તથા ઉપહાસ પ્રકટ કરીને તેનો ઉપાય કરવો જોઇએ. આ વિષયની આશંકા અંતઃકરણમાં એકવાર બેસે છે તો તે કાઢવી ઘણી જ મુશ્કેલ પડે છે.

૧૦ બાળકોની શારીરિક શક્તિ વધે અને ધર્મ-પ્રવૃત્તિની ઉન્નતિ થાય એવો બંદોબસ્ત ત્યાં રાખવો જોઇએ. તેનાં કેટલાંક ઉદાહરણો આગળ દેખાડ્યાં છે, તેઓની બુદ્ધિ વૃત્તિ ખીલવવાના વિષયમાં પણુ વધારે યત્ન કરવો જોઇએ. આંખ, કાન વગેરે ઇન્દ્રિયો પહેલાં સતેજ તથા કામ કરે એવી અવસ્થામાં હોય છે. એટલા માટે જો જૂદા જૂદા કુદરતી પદાર્થો તથા કારીગરી વાળી વસ્તુઓ એકઠી કરીને તેઓને દેખાડવામાં આવે અને તેના વિષે શિક્ષણુ આપવામાં આવે તો તેઓ ઘણીજ થોડી મુદતમાં ઘણુાક વિષય શીખવાને સમર્થ થાય. પહેલા અક્ષર અને શબ્દ શીખવવાના કરતાં ચારે બાજુનાં કુદરતના પદાર્થ દેખાડીને શીખવવું એ વધારે લાભકારી છે. એ હમણાં સિદ્ધ થયું છે. બાળકો વર્ણુ અને શબ્દ શીખવાને કોઇ રીતે અયોગ્ય હોતા નથી, પરન્તુ ઝાડ, વેલ, ફળ, મૂલ, ફૂલ, પશુ, પક્ષી, પતંગ, માટીના, ધાતુના પથ્થરના અને ચિત્રેલી તસવીર વગેરે કુદરતી વસ્તુ જોવી અને તેના વિષય સાંભળવા માટે ઘણી જ આતુરતા અને ઘણી જ ઉત્સુકતા દેખાડે છે, એટલા માટે વિદ્યાલયમાં ઉપર લખેલાં નાના પ્રકારના સજીવ, નિર્જીવ અને દુર્લભ સામગ્રીની જડમય મૂર્ત્તિ તથા ચિત્રમય તસવીર એકઠી કરી રાખવી જોઇએ. બાળકોને સર્વથી પહેલાં

કેવળ શબ્દ શીખાડવામાં નહિ લગાડતાં સુરીતિવડે તે સર્વના આકાર, પ્રકાર, ગુણ દોષના વિષયે ઉપદેશ આપ્યાથી તેના પ્રફુલ્લ મનમાં થોડી મુદતમાં ઘણું જ્ઞાન મેળવી શકશે, અને એકત્ર કરેલું જ્ઞાન ભવિષ્યમાં નાના પ્રકારની વિદ્યાની ચર્ચામાં સારી રીતે કામ આવશે. બાળકો નિત્ય નવું શીખવાને ચાહે છે, એટલા માટે સુકૌશલ્યવાળો સદુપદેશ આપીને તેઓને ઉપજેલું આશ્ચર્યપણું પૂરૂં કરવું જોઇએ. પરન્તુ તેઓને એકદમ એક કલાકથી વધારે વખત સુધી પાઠ શીખવવામાં લગાડવાં નહિ, નાના પ્રકારની વસ્તુના ગુણ, ઘણી જાતના પશુ પક્ષી વગેરેના સ્વભાવ, દેશ, નગર વગેરેનાં નામ, થોડીક અંકગણિત, રેખા ગણિત સંબંધી, ખેતરના આકાર વગેરે ધીરે ધીરે ધર્મનીતિના પાઠ બાળશાળામાં શીખવવું જોઇએ.

૧૧ બીજા વિષયોની પેઠે પરમાર્થ તત્વ પણ પહેલેથી શીખવવું જોઇએ. બાળકો જ્યારે જે વિષયના અનુશીલનમાં લાગે છે, ત્યારે તેનાથી પરમ કારૂણિક પરમેશ્વરનું જ્ઞાન શક્તિ અને કરૂણાના પુષ્કળ પ્રમાણો દેખાડીને તેઓના સુકુમાર વિમળ ચિત્તમાં પરમ પરિશુદ્ધ ભક્તિ રસામૃત સંચારિત કરવું જોઇએ. તેના સ્થાપેલા ભૌતિક, શારીરિક અને માનસિક નિયમો તોડયાથી જેવી ખરાબી થાય છે અને તે પ્રતિપાલન કર્યાથી જેવો વિશુદ્ધ સુખનો સંસાર થાય છે, તે બાળકોને સ્પષ્ટ રીતે શીખાડવું જોઇએ. જગદીશ્વરની સાક્ષાત્ આજ્ઞા સ્વરૂપ પ્રાકૃતિક નિયમ પાળવા એ ઘણા જરૂરના વિષય છે તે પણ તેની સાથે તેઓના મનમાં ઠસાવવું જોઇએ. એમ થયાથી કરૂણામય પરમેશ્વરના ઉપર શ્રદ્ધા, ભક્તિ તથા પ્રીતિ પ્રકાશ કરાયછે અને તેનો અભ્યાસ પડ્યાથી જેવું ફળ ઉત્પન્ન થાય છે, તેવું કેવળ મોઢાની શીખામણ દીધાથી થતું નથી. એમ થયાથી તેઓ કરૂણાનિધાન વિશ્વ

વિધાનૂ કર્ત્તાની અપાર કરૂણાના પુષ્કળ દૃષ્ટાન્ત સર્વત્ર જોઈ શકે છે, અને તેને આલોક તથા પરલાકના મંગળના મૂળાધાર સમજીને તેની પ્રીતિ સુધારસનો સ્વાદ લેવામાં અતિ ત્વરાથી પ્રવૃત્ત થાય છે.

૧૨ બાળકોની માનસિક વૃત્તિયો તેઓના સૌન્દર્યબોધને ખીલાવવા માટે તેઓના જીવનના ઉપર કવિતામય પ્રભાવ પ્રયોગ કરવો જોઇએ. કલાવિદ્યામાં સંગીતને પકડવો જોઇએ. ફક્ત એક અવાજે બધા એકત્ર થઇને ગાયન કરાવવું નહિ—ઉત્કૃષ્ટ સંગીત વખતો વખત સંભળાવવા જોઇએ. ચાલતા કનસર્ટના સુર સાંભળ્યાથી કંઇ લાભ થતો નથી—ઉચી જાતના સગીત વિદ્યાલયમાં ચલાવવા જોઇએ. પ્રખ્યાત વગાડનારાઓ જ્યારે શહેરો શહેરોમા ફરવા નીકળે છે, ત્યારે તેઓને વિદ્યાલયમાં બોલાવીને બાળકોને સંભળાવવા જોઇએ. જે બાળકને ઘણો મંદ પ્રકૃતિનો ધારવામા આવતો હોય, કદાચ તેની પ્રકૃતિ જાગ્રત થઈ પડશે અને તે કદાચ ભવિષ્યમા તૃષ્ણાતુર જગતને સંગીત સુધા પીવાડીને પરિતૃપ્ત કરશે. મોટા મોટા ગુણવાન માણસોને આવવાને કહેશો તો તે આવશે. ગુણી માણસા મહાનુભવ માણસા છે—ઢગલાબંધ પૈસા મળ્યાથી તેઓ જેટલા સંતુષ્ટ ન થાય—બાળકોના મનોરંજન કરવાનો અવસર મેળવ્યાથી તેમા વધારે તૃપ્તિ મેળવશે. એથી બાળકોના કલ્પના જેટલી ઉત્તેજિત થઈ શકે આવી બીજા કોઈ પ્રકારથી થતી નથી. વખતો વખત તેઓને સારા સારા એકત્ર સંગીત તથા આપેરા સંભળાવવા લઈ જવા જોઇએ. સુસ્વર તથા તાન તેઓના કાનને પૂર્ણ કરેછે. તેના સિવાય વિદ્યાલયના ભીંત ખાલી રાખવી ન જોઇએ. તેઓની આંખની સાથે ચોપડી રાખવાની જેટલી જરૂર છે, તેમ પાઠશાળાની ભીંત ઉપર મોટા મોટા ચિત્રકારોના ચિત્રની નકલ રાખવાની પણ જરૂર છે.

એવો એક સમય આવશે કે જ્યારે વાંચવાના ઓરડામાં ચિત્ર તથા મૂર્ત્તિ રાખવી એ વિદ્યાલયની સાજસજ્જાનું એક મોટામાં મોટું અંગ તરીકે લોકો માનશે.

છોકરાંઓનાં અન્તર સુમધુર સંગીતથી પૂર્ણ કરો, કવિયોના ઉચ્ચ વિચારો તેઓને સંભળાવો.

પણ આ બધા વિષય શીખાડવાને માટે ઉચ્ચ પંક્તિના શિક્ષક જોઇએ.

એવા પ્રકારના શિક્ષક જરૂરના છે કે જેઓ સંકીર્ણ મનના નથી-જેઓના મનની ગતિ સાર્વભૌમિક છે, જેઓની સહાનુભૂતિ ક્ષેત્ર સુવિસ્તાર અને જેઓના અંતર દયાદાક્ષિણ્યથી પૂર્ણ છે.

આવી બાળશાળામાં શીખવવાનું કામ કરવું, એ કંઈ જેવું તેવું કામ નથી. તેમાં ઘણાં અસાધારણ ગુણની જરૂર પડે છે. જેણે પોતે ઘણીક રીતનું ખરેખરૂં સુન્દર શિક્ષણ મેળવ્યું છે, તે વગર હરકતે અજ્ઞાન બાળકોને શીખવી શકે છે. જે શાન્ત, દયાવાન્, ક્ષમાવાન્, ધૈર્યવાન્, મધુર ભાષણ કરનાર અને સર્વદા આનન્દિત હૃદયનો તથા ખુશ મીજાજી હોય છે, જે બાળકોના ઉપર માતાના જેવો સ્નેહ પ્રકાશ કરે છે, અને મિત્રની પેઠે સદ્‌ભાવ દેખાડીને તેઓની પ્રીતિનો પાત્ર તથા શ્રદ્ધાનો પાત્ર થઈ શકે છે, અને જે પાઠ શિક્ષા વિષયમાં તેઓના અન્તઃકરણ આકર્ષણ અને તેઓની મનની વૃત્તિયો સારે માર્ગે લઈ જવાના ઉત્તમ ઉપાય જાણે છે, તે જ બાળવિદ્યાલયમાં શિક્ષકના પદમાં બેસવા યોગ્ય છે. નિયમસર કેળવણી નહિ આપ્યાથી શિક્ષકતાના કામમાં હોંશિયારી મળી શકતી નથી, એટલામાટે તે વિષેનું શિક્ષણ આપવા માટે એક જૂદી પાઠશાળા સ્થાપવી જોઇએ.

---

# વૃત્તિયોની ચાલના કરવાનો ઉપાય પાઠશાળા.

જ્ઞાનની ઉન્નતિ અને જ્ઞાન મેળવવાની પ્રીતિ ઉત્પન્ન કરવી એ કેળવણી આપવાના સ્થલપરના બંદોબસ્ત ઉપર ઘણો આધાર રાખે છે, એટલામાટે બાલ્યશાળાની પેઠે વિદ્યાલય પણ વિશાલ જગાએ સ્થાપવું અને સ્વચ્છ રાખવું જોઇએ. વાંચવાના ઓરડાઓ અને તેની આસપાસની જગા ઉત્તમ પ્રકારની હોય તો બાળકનું ચિત્ત રંજન રહે અને શિક્ષણનું ફલ સારૂં થાય એવો તેનો બંદોબસ્ત રાખવો જોઇએ. એની આસપાસની જમીન ઉપર સુન્દર માર્ગ અને મનોહર ઝાડોની હાર કરીને તેને સુશોભિત કરવી જોઇએ અને ઠેક ઠેકાણે ઝાડ, વેલ વગેરે રીતસર ગોઠવીને વનસ્પતિ-વિદ્યા શીખવવાના ઉપયોગી કરી રાખવી જોઇએ. જો ઉપર કહેલી રીતના સુન્દર માર્ગની વચ્ચે વચ્ચે એકાન્ત સ્થલ તથા સ્વચ્છ અને સુન્દર આસન ગોઠવવામાં આવે તો બાળકો વખતો વખત તે માર્ગ પર ફરે અને બેસીને ઘણી જાતના બોધજનક વિષયનો પ્રસંગ કાઢીને આનંદિત થાય, તેઓ જો આવા આવા સુન્દર સ્થાનમાં સુનિપુણ શિક્ષક પાસેથી નિયમ પૂર્વક શિક્ષણ લે તો વિદ્યાલયના ઉપર તુચ્છકાર તથા વિદ્વેષ પ્રકટ કરવો તો એક બાજુએ રહ્યો, પણ તેને પરમ સુખદાયક સુરમ્ય સ્થલ સમજશે, તેમાં સન્દેહ જણાતો નથી, એટલું જ નહિ પણ ઉપર લખેલી ઉત્કૃષ્ટ પદવીનાં વિદ્યાલય વિદ્યાર્થિયોને કેળવણી આપવામાં અને ચારિત્ર સુધારવામાં ઘણાં ઉપયોગી થઈ શકે એમ છે. જો ઓરડામાં સોક્રેટિસ, બેકન, ન્યુટન, ફ્રાંકલીન, પાસ્કોલ, વાશિંગટન, મેસીની, શિવાજી, આર્યભટ, ભાસ્કરાચાર્ય, રામમોહનરાય, કેશવચંદ્રસેન, દાદાભાઈ નવરોજી,

મહર્ષિ દેવેન્દ્રનાથ્ ઠાકુર, તુકારામ, નાનક, ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર ઈત્યાદિ જગદ્વિખ્યાત મહાત્માઓના વિશેષ કરીને જેઓએ નાનપણમાં જ્ઞાનાનુશીલન અને ધર્માનુષ્ટાનમાં વિશેષ રૂપથી યશ મેળવ્યો છે, તેનાં પુતળાં ઠેકઠેકાણે રાખવામાં આવે અને ઠેકઠેકાણે લાકડાના તકતા ઉપર પરમાર્થના તથા સુનીતિ સૂચક નીતિના તથા પદાર્થ વિદ્યાદિ વિજ્ઞાન શાસ્ત્ર સંબંધી સિદ્ધાન્ત લખી રાખ્યા હોય તો બાલકોના સ્મરણમાં રહે અને શિક્ષકો પણ કોઈ કોઈ વખતે તેનો તાત્પર્ય, વર્ણન તથા ઉપર લખેલા મહાપુરૂષોના સચ્ચરિત્ર અને સદ્વિદ્યાનું વર્ણન કરીને વિદ્યાર્થિયોના મનમાં ઠસાવાનો યત્ન કરે તો તેનું ઘણું સારૂં ફળ થાય.

શિક્ષણ આપવા માટે અને સમજાવવામાટે જે વસ્તુઓની જરૂર હોય તે એકઠી કરીને વિદ્યાલયમાં રાખવી જોઇએ. પદાર્થવિદ્યા સંબંધી નાના પ્રકારના વિષય પ્રત્યક્ષ પરીક્ષા કરીને દેખાડવામાટે દૂરબીન, સૂક્ષ્મદર્શક યંત્ર, થરમામીટર ( તાપયંત્ર ) બેરોમીટર ( વાતનિર્યાન ), હોકાયંત્ર વગેરે યંત્ર એકઠાં કરીને અને વરાળયંત્ર, હવાથી ચાલતાં યંત્રો તથા પાણીથી ચાલતાં યંત્રો વગેરેના નમુના તૈયાર કરીને રાખવા જોઇએ. સિદ્ધ પદાર્થ વિદ્યા તથા કુદરતી વિદ્યા શીખવવા માટે જીવતા પ્રાણીઓ અથવા મરેલાં માણસનાં હાડપીંજરો, પશુ, પક્ષી, કીટ, પતંગાદિ જન્તુ, નાના પ્રકારના દેશના ઝાડપાનો, વનસ્પતિ, અને સોનું, રૂપું, ત્રાંબું, પારો, લોઢું, સીસું, ગંધક, પલાટિનમ ઇત્યાદિ સર્વ પ્રકારની ખાણની વસ્તુઓ એકઠી કરી રાખવી જોઇએ. જે વસ્તુઓ મળવી દુર્લભ હોય તેઓનાં ચિત્ર કરી રાખવાં જોઇએ.

બાળકોને કુદરતી અને કારીગરીની, તથા સ્થાવર વસ્તુ વિષે શિક્ષણ આપવા માટે તેઓના સુન્દર ચિત્રમય નમુનાનો સંગ્રહ કરી રાખવો જોઇએ. નદી, સમુદ્ર, પહાડ, બેટ, સરોવર, ગુફા, જ્વાળા-

જ્વાળામુખીપહાડ, પાણીના ધોધ, ગરમ પાણીના ઝરા, સમુદ્ર ઉપર બરફ, બરફથી ભરપૂર ખેતરો, ઝાડ વગેરે સુન્દર જમીનના દેખાવના કકડાઓ; ગામ, નગર, પ્રસિદ્ધ કીર્ત્તિસ્તંભ, મોટાં મોટાં કારખાનાં વગેરે કારીગરીની બનેલી વસ્તુઓ અને કુદરતી દેખાવો શીખવા યોગ્ય નમુના તથા નાના પ્રકારના દેશના ઉત્તમોત્તમ ચિત્રમય દેખાવોની તસબીરો પાઠશાળામાં ચારે બાજુએ ટાંગવી, અને સજાવી રાખવી જોઇએ, તેથી બાળક બાળિકાઓ તે સર્વદા જોઇને તેને યાદ રાખશે, અને તે વિષયનો પ્રસંગ તથા ચર્ચા કરીને સર્વદા આનન્દિત થશે.

હાલ જર્મની અને અમેરિકામાં વિદ્યાનો પ્રચાર ઘણોજ થયો છે. ખેડુત, કારીગર, વગેરે બીજાં સાધારણ માણસો વિદ્યારૂપ અમૃત પીવાને સમર્થ થયાં છે, તેથી તે દેશમાં શીખવવાની રીતિ ઉપર વધારે ધ્યાન આપવામાં આવે છે. જર્મનીમાંના પ્રુશિયા દેશની પહેલાં શિક્ષોપયોગી વિદ્યાલયમાં પણ પરમાર્થ અને ધર્મનીતિ, રેખાગણિત અને અંકગણિત, પદાર્થવિદ્યા અને રસાયણવિદ્યા, ઇતિહાસ, ચિત્રવિદ્યા, હસ્તલિપિ, સંગીત, થોડું થોડું કારીગરનું કામ, અને કસરતની કેળવણી આપવામાં આવે છે. કોઈ વિદ્યાનુરાગી વિદ્વાને જર્મનીની કેટલાંક વિદ્યાલયની કેળવણી આપવાની રીતિ વિષયે જાર્જ કુમ્બ નામના એક વિદ્વાનને એક પત્ર લખ્યો હતો, તેમાં જાણવા જેવું ઘણું છે તેમાંથી થોડુંક અહિં આપવું દુરસ્ત ધારીએ છીએ.

ત્યાંના શિક્ષાગુરૂઓ વિદ્યાર્થિયોને ભય કરતા નથી, ઉલટા મિત્ર પ્રમાણે સમજે છે. તેઓ ઘણુંકરીને તેઓને દર પખવાડિયે એકવાર કોઈ પાસેના કારખાનામાં લઈ જાય છે, તેઓ ત્યાં જઇને સર્વ કાર્ય જુએ છે, અને ત્યાંના યંત્રોથી કેવી રીતે કયી વસ્તુ તૈયાર અને કયું કામ થાય છે તેનું કારખાનાના ઉપરીઓ ઘણી ખુશીથી

તેઓને જ્ઞાન આપે છે. તેઓ કાગળના કારખાનાં જોવા જાય તો કપડાં કેવી રીતે સાફ થાય છે; કેવી રીતે બટાઇને માવો થાય છે; ત્યારપછી કેવી રીતે તેમાં ચીકાસ નાખે છે, કેવી રીતે માવાના કાગળ તૈયાર થાય છે, લીલા કાગળ કેવી રીતે સૂકા થાય છે. ત્યારબાદ તેને કેવી રીતે કાપીને નાના મોટા કરે છે વગેરે કાગળ સંબંધી તમામ વ્યાપાર પ્રત્યક્ષ દેખાડીને તેઓને તે કારખાના સંબંધી વૃત્તાન્ત લખવા કહે છે અને ત્યાં જે વસ્તુ તૈયાર થાય છે તેનું પણ વર્ણન કરવાનું કહે છે.

હુનાળામાં શિક્ષક પોતાના નિશાળિયાઓને બે ત્રણ અઠવાડિયાને માટે ચાલતાં, મુસાફરી કરવા લઈ જાય છે. ચાલતાં ચાલતાં જે સ્થાનમાં જેટલી અજાયબની વસ્તુઓ દીઠામાં આવે તે વિદ્યાર્થિયોને દેખાડે છે; અને જે રસ્તે જાય છે તેની બેઉ બાજુએ અને થોડે છેટે જેટલાં કારખાનાં હોય, જૂના કિલ્લા હોય, અને જોવા જેવી વસ્તુ હોય તે દેખાડે છે. અને રસ્તામાં તેઓ ધાતુ, વનસ્પતિ અને કીડા પતંગ વગેરે કુદરતી પદાર્થ એકઠાં કરતા કરતા જાય છે.. તેને લીધે તેઓને વિશ્વકાર્યનું આશ્ચર્ય સૌન્દર્ય જોવાનો અભ્યાસ થાય છે. જો હાટસ નામના ધાતુની ખાણવાળા પહાડી પ્રદેશમાં ફરવા જાયછે તો ખાણમાં ઉતરીને ધાતુ ખણવાની રીતિ જુએ છે અને ત્યાં વાયુ કેમ લીધામાં આવે છે તથા પાણી કેવી રીતે ઉલેચી લેવામાં આવે છે તે જુએ છે, ત્યારપછી ત્યાંથી જમીન ઉપર આવીને ખાણમાંથી ધાતુ કેમ ઉપર લેવામાં આવેછે અને કેવી રીતે શુદ્ધ કરવામાં આવે છે, અને કેવી રીતે રૂપાથી રૂપીઆ બનાવવામાં આવે છે તે પણ દેખાડવામાં આવે છે.

તેઓ આ વિષય જાણ્યા પછી કદાચ લોઢાનું કારખાનું જોવા

મુખીપહાડ, પાણીના ધોધ, ગરમ પાણીના ઝરા, સમુદ્ર ઉપર બરફ, બરફથી ભરપૂર ખેતરો, ઝાડ વગેરે સુન્દર જમીનના દેખાવના કકડાઓ, ગામ, નગર, પ્રસિદ્ધ કીર્ત્તિસ્તંભ, મોટાં મોટાં કારખાનાં વગેરે કારીગરીની બનેલી વસ્તુઓ અને કુદરતી દેખાવો શીખવા યોગ્ય નમુના તથા નાના પ્રકારના દેશના ઉત્તમોત્તમ ચિત્રમય દેખાવોની તસબીરો પાઠશાળામાં ચારે બાજુએ ટાંગવી, અને સજાવી રાખવી જોઇએ, તેથી બાળક બાળિકાઓ તે સર્વદા જોઇને તેને યાદ રાખશે, અને તે વિષયનો પ્રસંગ તથા ચર્ચા કરીને સર્વદા આનન્દિત થશે.

હાલ જર્મની અને અમેરિકામાં વિદ્યાનો પ્રચાર ઘણોજ થયો છે. ખેડુત, કારીગર, વગેરે બીજાં સાધારણ માણસો વિદ્યારૂપ અમૃત પીવાને સમર્થ થયાં છે, તેથી તે દેશમાં શીખવવાની રીતિ ઉપર વધારે ધ્યાન આપવામાં આવે છે: જર્મનીમાંના પ્રુશિયા દેશની પહેલાં શિક્ષોપયોગી વિદ્યાલયમાં પણ પરમાર્થ અને ધર્મનીતિ, રેખાગણિત અને અંકગણિત, પદાર્થવિદ્યા અને રસાયણવિદ્યા, ઇતિહાસ, ચિત્રવિદ્યા, હસ્તલિપિ, સંગીત, થોડું થોડું કારીગરનું કામ, અને કસરતની કેળવણી આપવામાં આવે છે. કોઈ વિદ્યાનુરાગી વિદ્વાને જર્મનીની કેટલાંક વિદ્યાલયની કેળવણી આપવાની રીતિ વિષયે જાર્જ કુમ્બ નામના એક વિદ્વાનને એક પત્ર લખ્યો હતો, તેમાં જાણવા જેવું ઘણું છે. તેમાંથી થોડુંક અહિં આપવું દુરસ્ત ધારીએ છીએ.

ત્યાંના શિક્ષાગુરૂઓ વિદ્યાર્થિયોને ભય કરતા નથી, ઉલટા મિત્ર પ્રમાણે સમજે છે. તેઓ ઘણુંકરીને તેઓને દર પખવાડિયે એકવાર કોઈ પાસેના કારખાનામાં લઈ જાય છે, તેઓ ત્યાં જઇને સર્વ કાર્ય જુએ છે, અને ત્યાંના યંત્રોથી કેવી રીતે કયી વસ્તુ તૈયાર અને કયું કામ થાય છે તેનું કારખાનાના ઉપરીઓ ઘણી ખુશીથી

તેઓને જ્ઞાન આપે છે. તેઓ કાગળનાં કારખાનાં જોવા જાય તો કપડાં કેવી રીતે સાફ થાય છે, કેવી રીતે વટાઇને માવો થાય છે, ત્યારપછી કેવી રીતે તેમાં ચીકાસ નાખે છે, કેવી રીતે માવાના કાગળ તૈયાર થાય છે, લીલા કાગળ કેવી રીતે સૂકા થાય છે. ત્યારબાદ તેને કેવી રીતે કાપીને નાના મોટા કરે છે વગેરે કાગળ સંબંધી તમામ વ્યાપાર પ્રત્યક્ષ દેખાડીને તેઓને તે કારખાના સંબંધી વૃત્તાન્ત લખવા કહે છે અને ત્યાં જે વસ્તુ તૈયાર થાય છે તેનું પણ વર્ણન કરવાનું કહે છે.

ઉનાળામાં શિક્ષક પોતાના નિશાળિયાઓને બે ત્રણ અઠવાડિયાને માટે ચાલતાં, મુસાફરી કરવા લઈ જાય છે. ચાલતાં ચાલતાં જે સ્થાનમાં જેટલી અજાયબની વસ્તુઓ દીઠામાં આવે તે વિદ્યાર્થિયોને દેખાડે છે, અને જે રસ્તે જાય છે તેની બેઉ બાજુએ અને થોડે છેટે જેટલાં કારખાનાં હોય, જૂના કિલ્લા હોય, અને જોવા જેવી વસ્તુ હોય તે દેખાડે છે. અને રસ્તામાં તેઓ ધાતુ, વનસ્પતિ અને કીડા પતંગ વગેરે કુદરતી પદાર્થ એકઠાં કરતા કરતા જાય છે. તેને લીધે તેઓને વિશ્વકાર્યનું આશ્ચર્ય સૌન્દર્ય જોવાનો અભ્યાસ થાય છે. જો હાટસ નામના ધાતુની ખાણવાળા પહાડી પ્રદેશમાં ફરવા જાયછે તો ખાણમાં ઉતરીને ધાતુ ખણવાની રીતિ જુએ છે અને ત્યાં વાયુ કેમ લીધામાં આવે છે તથા પાણી કેવી રીતે ઉલેચી લેવામાં આવે છે તે જુએ છે, ત્યારપછી ત્યાંથી જમીન ઉપર આવીને ખાણમાંથી ધાતુ કેમ ઉપર લેવામાં આવેછે અને કેવી રીતે શુદ્ધ કરવામાં આવે છે, અને કેવી રીતે રૂપાથી રૂપીઆ બનાવવામાં આવે છે તે પણ દેખાડવામાં આવે છે.

તેઓ આ વિષય જાણ્યા પછી કદાચ લોઢાનું કારખાનું જોવા

લઇ જાય છે, ત્યાં તેઓ ઘણુંજ જ્ઞાન મેળવે છે. અગ્નિસ્થાન, નાના પ્રકારની ભઠ્ઠી, લોઢું કાઢવાની રીતિ તેઓને દેખાડવામાં આવેછે અને ઉત્તમ પ્રકારે તેના સંબંધી જ્ઞાન આપે છે. શિક્ષા ગુરૂ તેઓને જોડે લઇને જે જે ઠેકાણેથી મીઠું કાઢવામાં આવે છે અથવા પકાવવાનું કામ થાય છે, અને કાચ, ચીનાઈ વાસણો અને તેવીજ બીજી જાતની રસાયણ વિદ્યાને અનુસરતી વસ્તુ બનાવે છે ત્યાં લઈ જાય છે. જો પાસે ધાતુ મળેલો કોઈ પાણીનો ઝરો હોય તો ત્યાં પણ તેઓને લઈ જઇને ત્યાંના પાણીના સ્વભાવ વિષે સમજણ પાડે છે. આવી રીતે તેઓની જ્ઞાનની ચઢતી કરવાનો જેટલો સહેલો માર્ગ પકડી શકે તેમાં તેઓ કંઇપણ ઓછાપણું રાખતા નથી.

આવી રીતે મુસાફરી કર્યાથી કેવળ તેઓનાં મન ખીલે છે એટલું નહિ પણ શરીરની મજબુતાઈ વધે છે. તેઓને જલદીથી ઘણે દૂર લઇ જવામાં આવતા નથી કે જેથી તેઓ થાકી જાય નહિ.

મુસાફરી પૂરી કરીને વિદ્યાલયમાં પાછા આવ્યા પછી વિદ્યાર્થિયોને મુસાફરીની સર્વ હકીકત લખવી પડે છે. જે જે જગાએ મુસાફરી કરવામાં આવી હોય તેની કેવી કુદરતી શોભા છે, ત્યાં શી શી વસ્તુ ઉપજે છે, કેવી ખાણની વસ્તુઓ મળે છે, કઈ કઈ વસ્તુઓ ત્યાં બને છે, એનું વર્ણન લખવું પડે છે. તેઓના ઉપર લખેલા વર્ણન લખ્યા પછી, શિક્ષક તે તપાસે છે અને તેમાં ઘટતો ફેરફાર કરી આપે છે. તેઓ જે વનસ્પતિયો અને ખાણની વસ્તુઓ એકત્ર કરીને લાવ્યા હોય તે પોતાની નિશાળમાં શીખવાના ઉપયોગમાં આણે છે, એ વિદ્યાર્થિયો ભૂગોળ, જ્યોતિષ, રેખાગણિત, ધર્મ સંબંધી પુસ્તકો અને ફ્રેન્ચ ભાષા શીખે છે. તેઓ પ્રથમ જ્યોતિષમાં કેવળ ચંદ્રનું છેટું, પૃથ્વીનો ઘેરાવો અને ગતિ વગેરે વિષયે અધ્યયન

કરીને બેસી રહેતા હતા, પણ હમણાંની નક્ષત્રોની વ્યવસ્થા પણ શીખે છે. તેઓને રેખાગણિતની બધી આકૃતિની ચર્ચા કરવી પડેછે, તેઓના કેટલાક લાકડાંના કકડાની આકૃતિ કરીને તેઓને દેખાડવામાં આવે છે. જેઓ પોતાની ઈચ્છાથી લાટિન ભાષા શીખવાપર હોંસ દેખાડેછે, તેઓને તે પણ શીખવે છે. બાળકોને કસરત શીખાડવા માટે બગીચામાં કેટલાંક લાકડાંના માંચા ગોઠવેલા હોય છે ત્યાં શિક્ષકો તેઓને કેવી રીતે દાવપેચ કરવા તથા શરીરને વળાવવું એ વગેરે શીખવે છે અને સર્વ પ્રકારે ઉત્સાહ આપે છે.

---

# ખરૂં જ્ઞાન.

જગદીશ્વર જે નિયમો સ્થાપીને શારીરિક સુખાકારી આપે છે તેનું સઘળું વર્ણન કરવું એ શારીરસ્થાન તથા શારીર વિધાન વિદ્યાનું પ્રયોજન છે. તેણે જમીનને જે ઉત્પન્ન કરવાની શક્તિ આપી છે, અને ઘણી જાતના રૂઢ એટલે મૂળ પદાર્થોના સંયોગ વિયોગથી જે ઘણીક જાતના સાંસારિક ઉપકાર કરવા આપણા હાથમાં સોપ્યા છે, તેનું શિક્ષણ આપવું એ રસાયન વિદ્યાનો ઉદ્દેશ છે. જે નિયમથી સૂર્ય, ચંદ્ર, ગ્રહ, નક્ષત્રો વગેરે મોટાં મોટાં જ્યોતિ મંડળ એક બીજાની જોડે બંધાયલાં રહે છે; જેના યોગે પાણી વાયુ અને તેજની ગતિ વગેરે થાય છે, અને જે સર્વ ગતિ વિધાયક નિયમથી કામ કરે છે, તેનું વર્ણન કરવું એ પદાર્થ વિદ્યાનું પ્રયોજન છે. ઉત્તમ પ્રકારે ધાતુ, જન્તુ અને વનસ્પતિનું વર્ણન કરવું એ પ્રાકૃતિક ઇતિહાસનો ઉદ્દેશ છે. મનોવૃત્તિયોનું નિરૂપણ કરવું, તેઓના કાર્યાકાર્યનો વિચાર કરવો અને મનની સારી સ્થિતિ કરવી તથા તેની શક્તિ વ-

ધારવાના નિયમ જાણવા એ મનોવિજ્ઞાનનો ઉદ્દેશ છે: કર્ત્તવ્યાકર્ત્તવ્યનું નિરૂપણ કરવું અને તેનાં નફા નુકશાન જાણવાં એ ધર્મનીતિનું પ્રયોજન છે. આ સઘળી વિદ્યાજ ખરી વિદ્યાનું મૂળ છે.

---

# કઈ કઈ વિદ્યાનો અભ્યાસ કર્યાથી કઈ કઈ વૃત્તિ પૂર્ણ થાય છે?

લખવાથી અને ચિત્ર કાઢવાથી અનુકરણવૃત્તિ તથા પદાર્થ ગ્રહ વૃત્તિની ચાલના થાય છે. આ બે વિષયની રીતસરનું શિક્ષણ આપ્યાથી રસજ્ઞતા અને સૌન્દર્યાનુરાગ ઉત્પન્ન થાય છે.

મોઢાના હિસાબ શીખવાવ્યાથી સ્મૃતિ, અનુભવ અને તર્ક શક્તિની ચાલના થાય છે અને ક્ષિપ્રકારિતા, ઉત્પન્નમહત્વ અને દક્ષતા વિશેષરૂપથી ઉત્પન્ન થાય છે.

ગણિતનું શિક્ષણ આપવાથી યાદદાસ્ત તથા તર્ક શક્તિની ચાલના થાય છે અને નિયમ તથા બારીક વિચારની સાથે કામ કરવાનો અભ્યાસ પડે છે.

વ્યાકરણ શીખવાથી યાદદાસ્ત તથા તર્ક શક્તિની ચાલના થાય છે અને ભાષાની શુદ્ધ અશુદ્ધતાનો વિચાર કરવાની શક્તિ જન્મે છે.

ભૂગોળ શિક્ષાથી સ્મૃતિ તથા અનુભવ વૃત્તિની ચાલના થાય છે.

પદાર્થ વિદ્યા શીખવાથી જોવાની, (તપાસવાની) પદાર્થગ્રહ તથા તર્ક શક્તિની ચાલના થાય છે. પદાર્થ વિદ્યા સારી પેઠે શીખ્યાથી જગદીશ્વરના ઉપર પ્રગાઢ ભક્તિ ઉત્પન્ન થાય છે.

કાવ્ય તથા કલ્પિત નીતિપૂર્ણ નવલકથા વાંચ્યાથી કલ્પના

શક્તિ તથા નીતિવૃત્તિની ચાલના થાય છે અને રસજ્ઞતા ઉપજે છે.

ઇતિહાસ અને જીવનચરિત વાંચ્યાથી સ્મૃતિ, મનોયોગ અને અનુધ્યાન વૃત્તિની ચાલના થાય છે અને નીતિ શિક્ષા તથા પોતાની ખોડો તપાસવાની પ્રવૃત્તિ થાય છે.

સંગીત તથા વાદ્ય શિક્ષાથી ઉત્તમ રસજ્ઞતા તથા સહૃદયતા જન્મે છે.

મનોવિજ્ઞાન અને નીતિવિજ્ઞાનનો અભ્યાસ કર્યાથી વિવેક તર્ક વગેરે ઉત્કૃષ્ટ વૃત્તિયોની ચાલના થાય છે અને આત્મ પરીક્ષામાં પ્રવૃત્તિ ઉત્પન્ન થાય છે.

નીતિ અને ધર્મના શિક્ષણના ઉપર આધાર રાખીને બુદ્ધિવૃત્તિ અને નીતિવૃત્તિની ચાલના કરવી એ સર્વ પ્રકારે કર્ત્તવ્ય છે.

---

# શાનો અભ્યાસ કરવો જોઇએ?

જગતમાં ઘણા જાણવાના વિષયો છે. દરેક માણસ તે સર્વ શીખી શકતો નથી; અને સર્વની સર્વ વિષયોમાં બુદ્ધિ પણ પ્રવેશ થઇ શકતી નથી. તેથી સર્વને માટે એક નિયમ બંધાઇ શકાતો નથી. પરન્તુ પ્રત્યેક માણસે પોતપોતાની પ્રવૃત્તિ પ્રમાણે એક એક વિષયમાં કુશળતા મેળવવી જોઇએ. એક વિષયમાં સારી પેઠે કુશળતા મેળવ્યાથી બીજા વિષયમાં થોડી કુશળતા મેળવી તેમાં જેટલી જોઇએ તેટલી નુકશાની નથી. પરન્તુ સર્વ વિષયમાં થોડી કુશળતા એ કદાપિ વાંછનીય નથી. તેવું જ્ઞાન, કોઇ કાર્યમાં આણી શકાતું નથી અને તે વાગ્જાલ વિસ્તારવામાં વપરાય છે. ટૂંકામાં અધ્યયનનું ફળ અધ્યયન નથી. અધ્યયનનું ફળ કાર્ય છે. ફક્ત અધ્યયનથી

જીવન ગાળવું એ એક પ્રકારની આળસાઈ છે. અધ્યયનથી મળેલા તત્વો સાંસારિક વિષયમાં વાપરવામાં ગાઢી વ્યુત્પત્તિની જરૂર છે. તેથી એક એક વિષયમાં વિશેષ રૂપથી કુશળ થવાની જરૂર છે. એક એક વિષયના અધ્યયનથી એક એક પ્રકારનું ફળ મળે છે. લોકો ઇતિહાસ વાંચ્યાથી વિચક્ષણ, કાવ્યશાસ્ત્ર અનુશીલનથી સહૃદય, ગણિતના અભ્યાસથી ચતુર, પ્રાકૃતિક વિજ્ઞાનના અભ્યાસથી ગાઢ પ્રવેશ, ધર્મનીતિની ચર્ચાથી ગંભીર, અને તર્ક તથા અલંકારના અધ્યયનથી તાર્કિક ઉપાય છે*.

વસ્તુતઃ જો માણુસ ગમે તે કાર્યનું અવલંબન કરે, જો ગમે તે શાસ્ત્રનું અધ્યયન કરે તો પણ મહાત્માઓના જીવનચરિત્ર સર્વેએ સર્વદા વાંચવા જોઇએ. તેથી ચિત્તવૃત્તિયો વિકસિત થઇને હૃદયમાંની દુષ્પ્રવૃત્તિ નીકળીને અન્તઃકરણમાં ઉદાર ભાવ પ્રવેશ થાય છે. મહાન્ માણસોનાં જીવન ચરિત્રનાં પુસ્તકો દેશ કાલ, અથવા સમાજથી જૂદા પડતા નથી. તેઓના ગ્રન્થો સર્વ દેશમાં અને સર્વ કાલે તથા સર્વ જનમંડળમાં વંચાઈ શકાય છે અને તેમ થવું પણ જોઇએ. કાલિદાસ, ભવભૂતિ, શેકસપિયર અને મિલ્ટન વગેરે કીર્ત્તિવાન મહાત્માઓના કરેલા ગ્રન્થો વાંચવાથી સર્વ દેશમાં, સર્વ સમયમાં અને સર્વ સમાજમાં પ્રીતિ, જ્ઞાન અને આત્મોન્નતિ મળી શકે છે. પ્રાચીન મહાત્માઓના જીવન ચરિત સર્વદા વાંચવા જોઇએ. જે અસાધારણ શક્તિશાળાં માણસોએ વિઘ્ન વિપત્તિને ખસેડી જ્ઞાન મેળવીને જ્ઞાનના પ્રકાશથી જગતને પ્રકાશિત કર્યું છે; જેણે સ્વદેશની રક્ષા માટે ધન મન તથા પ્રિયતમ પ્રાણ સુદ્ધાં ત્યાગ કર્યા છે, આ દુનિયાના

---

* બેકન.

સુખને પડતું મેલ્યું છે; તેવા મહાન કીર્ત્તિવાન માણુસોના જીવન ચરિત્ર વાંચ્યાથી અન્તઃકરણુમાં એક જાતનો અનિર્વચનીય આનન્દ ઉત્પન્ન થાય છે; મન પવિત્ર થાય છે; અને તેના પ્રમાણે કાર્ય કરવામાં સ્વભાવતઃ પ્રવૃત્તિ ઉત્પન્ન થાય છે. ઉપદેશના કરતાં ઉદાહરણ વિશેષ ગુણકારક છે. જેમ શિક્ષક તથા મોટેરાના આચાર વ્યવહાર જોઇને બાળકો તે પ્રમાણે કાર્ય કરવામાં પ્રવૃત્ત થાય છે. તેમ પૂરાતન મહાપુરૂષોના આચારિત કાર્યોના ઉપર વિચાર કર્યાથી તેવાં કામ કરવાની કુદરતી પ્રવૃત્તિ ઉત્પન્ન થાય છે. માણુસનો સ્વભાવ આવો છે કે બીજાના અનુકરણુમાં તે પોતાની મેળે દોરવાઈ જાય છે. એથી જ્ઞાનિયો માણુસને નકલ કરનારો જીવ તરીકે કહે છે. એટલા માટે અનુકરણુના ઉત્તમ વિષયો વિદ્યાર્થિયોની સામે સર્વદા રાખવા જોઇએ. વિશુદ્ધાત્મા મહામતિઓના જીવનચરિત મહાવાક્યની પેઠે સમાદરતથા ભક્તિપૂર્વક વાંચવા જોઇએ.

---

# ભણવાનો મતલબ.

સન-સંપત્તિ અથવા મદ-મર્યાદા શિક્ષણનું પ્રસંગવત્ ફલ છે; આત્મોન્નતિ એનો મૂળ ઉદ્દેશ છે. ઘણું કરીને ભણેલા માણુસો રાજ્ય તરફના માણુસોથી અનુગૃહીત અને મોટી પાયરીએ ચઢે છે તેથી લોકો ધન અને માનની ખાતર ભણુવામાં પ્રવૃત્તથાય છે. એ વાસ્તે ઘણે ઠેકાણે શીખેલા માણુસોને નિસ્તેજ, ખુશામતીઆ અને કામ કરવાને કંટાળેલા જોવામાં આવે છે. તેઓ શરીરની મહેનતને નીચ માણુસ તરીકે ધિક્કારે છે, અને ધન તથા માન મેળવવાને માટે મોટી પદવીના માણુસોની આગળ દીનતાપાત્ર અને ખુશામતીઆ

થાય છે. વસ્તુતઃ ધન અને માન સર્વના ભાગ્યમાં હોતાં નથી; અને સઘળાઓ ધનવાન તથા વિખ્યાત થાય એ જગતકર્તાની મતલબ નથી. પરન્તુ યત્ન અને પરિશ્રમ કર્યાથી શિક્ષણ મેળવવું એ સર્વથી બની શકે એવું છે. મારામાં કેળવણી લેવાનું સામર્થ્ય છે; શિક્ષણથી શરીર અને મનની ચઢીયાતી કરવી એ મારૂં કર્તવ્ય છે, અને તેમ ન કર્યાથી જરૂર કર્તવ્ય કાર્ય પૂરૂં નહિ કરવાને માટે આ લોકમાં તથા પર લોકમાં કલેશ ભોગવીશ, આવો વિશ્વાસ હોય તો સઘળા કેળવણી લઈ શકે છે. પ્રબલ આન્તરિક પ્રવૃત્તિ હોવાથી અવસ્થા સારી હોય કે ખરાબ હોય તોપણ કેળવણી લેવામાં હરકત આવી શકતી નથી. હજારો ગરીબ અવસ્થામાં હોવા છતાં અદ્‌ભુત શિલ્પ કૌશલ તથા પુષ્કળ જ્ઞાન ઉત્પન્ન કરીને પોતાનું, સ્વજનનું, સ્વજાતનું અને જગતના માણસોનું ઉત્તમ પ્રકારે ભલું કરી ગયા છે અને કરે છે. એનાં પુષ્કળ ઉદાહરણ આપી શકાય. વિદ્યાથી ધન, માન આબરૂ મળે તેમાં કંઈ આપત્તિ નથી અને ઘણું કરીને તેવું થાય છે, પરન્તુ ધન અને આબરૂની આગળ જ્ઞાનને વેચવું એ કદાપિ ઉચિત નથી. ધન અને રાજકીય કામના ઉદ્દેશથી શિક્ષણ ન લેતાં પોતાને સુધરવાનું લક્ષમાં રાખી કેળવણી લેવી એ ઉત્તમ છે. એક ધન ગર્વિત ભૂસ્વામીએ એક ગરીબ વિદ્વાનને તુચ્છકારીને પૂછ્યું, "જ્ઞાનથી તને શું લાભ થયો છે?" એ મહાપુરૂષે કહ્યું, "જ્ઞાનથી હું આખરે બંધુ સહવાસ સુખ મેળવવાને સમર્થ થયો છું." ખરેખર દુનિયામાં સર્વને ધન મળતું નથી, અને રાજકીય પદ પ્રાપ્તિ પણ સર્વને સહેલી નથી. મોટા હોદ્દેદારોના ચિત્તાનુવર્ત્તન, યથાયોગ્ય સહાય સંગ્રહ તથા દીનતા વગેરે નીચજનોચિત ઉપાયો અવલંબીને રાજકીય પદ ગ્રહણ કરવું પડે છે, ઘણાકો અપમાન તથા આત્મગ્લાનિ અનુભવ

કરીને માન તથા પૈસાનું મુખ જોઈ શકે છે. ઘણોજ ધાર્મિક તથા તેજવાન હોવાથી ઉન્નત પદ મેળવવું ઘણું કરીને દુર્લભ પડે છે, અને કદાચ મળે તો તે નીભતું નથી. સ્વતંત્ર રાજ્યમાં ઉન્નત પદ મેળવવા માટે આવા ખરાબ કાર્યો થાય છે. નિસ્તેજ પરાધીન દેશમાં રાજકીય પદોના લોભી થયાથી, તેના કરતાં હજારો ગુણુ દૂષણીય કાર્ય કરવા જોઇએ તેમાં સન્દેહ નથી. અસન્ત રાજ પદ લોભીઓનું અપમાન અંગભૂષણુ છે, દીનતા સર્વદાનો સાથી છે અને આત્મગૌરવ ઘણે છેટે નાશી જાય છે. રાજકીય કર્મના ઉપર ઘણીજ આસક્તિ વિશેષ અનર્થકર છે. તેથી સ્વતન્ત્રતા અને આત્માને નિર્ભયતા પ્રવૃત્તિ અંન્તઃકરણુમાથી એકી વારે વિલુપ્ત થઇ જાય છે અને તેને લીધે કેટલીક જાતીઓ ઘણીક નીચાશય, અનન્ય ગતિ તથા સેવામાત્રોપજીવી થઈ છે*. સેવા કદાપિ સ્પૃહનીય જીવિકા નથી. શાસ્ત્રકારો સેવાને શ્વવૃત્તિ તરીકે બતાવે છે. સેવાથી સ્વતંત્રતા, નિર્ભીકતા અને સન્તોષ વગેરે સત્પુરૂષોચિત ગુણો અન્તર્હિત થઈ જાય છે. પૈસા મેળવવાના પુષ્કલ ઉપાયો છે. ખેતી, વેપાર અને શિલ્પ વગેરે જીવિકાનિર્વાહના ઉત્તમ માર્ગો છે. યથાસાધ્ય તેને લગતા ઉપાય અવલંબીને સંસાર નિર્વાહ કરવો જોઇએ. તેથી આત્મ ગૌરવની રક્ષા થાય છે, શ્રમકર થવા છતાં સન્માનની સાથે નિર્વાહ થાયછે, અને ધીરે ધીરે તેની ઉન્નતિની જોડે સ્વદેશની ચઢતી થાય છે. ભૂમંડલના પ્રાચીન અને હાલના ઇતિહાસના ગ્રન્થો વાંચીને જોયાથી જણાય છે કે સેવાથી .દી કોઈ જાતિએ ઉન્નાત, મેળવી નથી. પરન્તુ ખેતી, વેપાર, ·ાજ-ાાર, શિલ્પ, સાહિત્ય અને વિજ્ઞાનની ચઢતીથી જાતિની ઉન્નતિ થ-

---

* મોન્ટેસેમબાર્ટ.

ચલી જણાય છે. સેવા, એ ખેતી વેપાર વગેરેને સન્માન જનક સમજવું એ ઘણુંજ અન્યાય અને ઘણા અનર્થતું મૂળ છે. તેથી પોતાની, સ્વજનની, અથવા સ્વજાતિની ઉન્નતિ ન થતાં ધીરે ધીરે અવનતિ થાય છે, શિક્ષિત અને જ્ઞાનવાન્ માણસો જો ખેતી વેપાર રોજગાર વગેરે કરીને પોતાનો નિર્વાહ કરવામાં આગળ થાય, અને યથાસાધ્ય તે વિષયની ચઢીયાતી કરવામાં યત્નવાન થાય તો ટૂંક મુદતમાં સ્વદેશ અભૂત પૂર્વ શોભા ધારણ કરશે તેમાં સન્દેહ નથી બધા ઇતિહાસના ગ્રંથોમાં તેનું પ્રમાણ મળે છે.

---

# સ્ત્રીઓએ શેનો અભ્યાસ કરવો જોઈએ ?

સ્ત્રીઓનું કર્તવ્ય જાણ્યાથી જ તેઓને કેવી રીતનું શિક્ષણ આપવું જોઇએ તે જણાશે. ગૃહ ધર્મનો વિષય વિવેચન કરીને જોયાથી માલમ પડશે કે સન્તાનનું ઉત્પાદન, તેઓનું રક્ષણ તથા તેઓનું મંગળ કરવું. સ્નેહ, પ્રીતિ અને ક્ષમા દેખાડીને સગાંવહાલાંને સંતોષ આપવો તથા આનન્દની વૃદ્ધિ કરવી એ જેનાથી સારી રીતે થાય તેનો ઉત્તમ પ્રકારે અભ્યાસ કરવો એ સ્ત્રીઓનું કર્તવ્ય જણાય છે. પોતપોતાના વેપારમાં નિપુણ થવું એ જેમ પુરૂષોને જરૂરનું છે, તેમ એ સર્વ સુખદાયક ગૃહ કર્મમાં સુશિક્ષિતા થવું એ સ્ત્રીઓને ઉચિત છે. એમાં કંઈ સન્દેહ નથી. જેમ પુરૂષોને પોતાના વેપારમાં નિપુણતા મેળવવાને માટે તેના ઉપયોગી વિષયનો અભ્યાસ કરવો એ ફરજ છે, તેમ ગૃહ ધર્મ પાળવાને અનુકૂલ સર્વ જાતનું જ્ઞાન મેળવવું એ સ્ત્રીઓનું કર્તવ્ય છે.

સ્ત્રીઓ બાલ્યાવસ્થાથીજ માતૃભાવ પ્રકાશ કરે છે, અને એ વાસ્તે રમવામાં પણ માટીની તથા લાકડાની પુતળી લઇને યત્નની સાથે તેનું રક્ષણ કરવામાં પ્રવૃત્ત થાયછે. ઉમ્મર વધ્યાથી તેઓની સ્નેહ વૃત્તિ પુતળીનું પરિપાલન કરવાથી તૃપ્ત થતી નથી. તેના કરતાં સારે માર્ગે જવાને માટે ઉત્સુક થાય છે. જીવથી પણ વધારે વહાલા સન્તાનના સિવાય બીજા કોઇથી તે પાર પડતી નથી. તે વખતે તેઓ છોકરાંનું ચંદ્ર જેવું મોં જોયાથી તેનું પતિપાલન અને કલ્યાણ વધારવાને અને યત્ન કરવાને આતુર થાય છે. એના ઉપરથી સિદ્ધ થાય છે કે માતૃભાવ પ્રકાશ કરવો એ તેઓનો સ્વભાવ સિદ્ધ ધર્મ થયો, ત્યારે તેઓને જેવી કેળવણી મળ્યાથી, એ સઘળાં મોટાં કામ સારી રીતે બજાવવાને તે સમર્થ થાય તેવી કેળવણી આપવી એ આપણું કર્તવ્ય છે, તેમાં વળી સન્દેહ શો ? જ્યારે કરૂણામય પરમેશ્વરે તેઓના ઉપર એવાં સઘળાં મનોહર કામનો ભાર અર્પણ કર્યો છે, ત્યારે તે સારી રીતે બજાવવાને માટે તેના સંબંધના વિષયનું જ્ઞાન મેળવવું એ તેઓનો સર્વ પ્રકારે ધર્મ હોવો જોઇએ.

પ્રથમ તો જેનાથી પોતાનું અને સન્તાનનું શરીર નીરોગી અને ઉત્તમ પ્રકારે રહે તેનો ઉપાય કરવો એ તેમનું પહેલું કામ છે. સન્તાનની શારીરીક પ્રકૃતિનો ગુણ દોષ પિતા માતાની શરીરિક પ્રકૃતિના ઉપર સંપૂર્ણ રીતે આધાર રાખે છે. એટલામાટે સન્તાનના કલ્યાણના ઉદ્દેશથી પણ તેઓએ પોતાનું શરીર સારૂં રાખવાને માટે યત્ન કરવો જોઇએ. મા જેવી રીતે પોતાનાં છોકરાંના સ્નેહ બંધનમાં બંધાઇ રહે છે અને જેવી રીતે શુદ્ધ હૃદયથી એકાગ્ર મનથી તેઓના કલ્યાણની પ્રાર્થના કરેછે તેવી રીતનું ભૂમંડળમાં બીજું કાંઇ કરતું નથી. તે સન્તાનને માટે ખરેખર પ્રાણ સુદ્ધાં આપી શકે છે,

પરન્તુ છોકરા છોકરીની આવી શુભાભિલાષિણી હોવા છતાં જે જ્ઞાન વગરની રહી, તેઓના જીવન રક્ષણમાં અને તનદુરસ્તી રાખવામાં અસમર્થ થાય તેના કરતાં વધારે મૂર્ખ તે બીજી કોણ હોય? પરમેશ્વરે પશુ પક્ષી વગેરે પ્રાણીઓને સ્વાભાવિક પ્રેરણા આપી છે, તેઓ તેનાથી બચ્ચાંનું ઉત્તમ પ્રકારે પ્રતિપાલન કરે છે. પરન્તુ તેણે જ્યારે માણસોને તેવો અભ્રાન્ત સંસ્કાર આપ્યો નથી પણ તેના કરતાં શ્રેષ્ઠ બુદ્ધિ આપી છે, ત્યારે તેઓએ સન્તાન પ્રતિપાલન કરવાની વિદ્યા રીતસર શીખવી જોઇએ. તેઓનું શરીર સારૂં રાખવાના કરતાં માતાનું બીજું વધારે વાંછિત અને મોટું કર્તવ્ય શું થઇ શકે? એટલામાટે શારીર વિદ્યા અધ્યયન કરીને શ..રના નિયમ શીખવા એ સ્ત્રીઓને સર્વ પ્રકારે ઉચિત છે.

બીજું નાના બચ્ચાંને સારી રીતે ભણાવવાં અને નમ્ર કરવાં એ માનું બીજું એક મોટામાં મોટું કર્મ છે. જેવી રીતે ભણાવ્યાથી અને નમ્ર કર્યાથી બુદ્ધિ તથા ધર્મ પ્રવૃતિ પ્રબલ થઈ શકે અને બીજી વૃતિ તેઓને તાબે થઇને રહે તેવી રીતે બચ્ચાંને ભણાવવાં અને નમ્ર કરવા જોઇએ. એ પરમ રમણીય મનોરથ સફળ કરવો હોય તો આપણી કયી કયી મનોવૃતિ છે, કયી વૃત્તિનો કેવો સ્વભાવ છે અને તેનું શું પ્રયોજન છે, અને પ્રબલ તથા દુર્બલ કરવી હોય તો શું ઉપાય લેવો જોઈએ, કયો વિષય આગળ ધર્યાથી કેઇ વૃત્તિ ઉત્તેજિત પામે, એ સર્વ વિષય સારી રીતે શીખવવાને માટે મનોવિજ્ઞાન વિદ્યા અધ્યયન કરવી જોઇએ. જેમ હોકાયંત્રના સિવાય મહાસમુદ્રમા વહાણ ચલાવવું મુશ્કેલ પડે છે તેમ મનોવિદ્યા અને ધર્મનીતિ વિદ્યાની સમજ સિવાય બાળકને કેળવવાં અને નમ્ર કરવાં એ કઠણ પડે છે.

ત્રીજું. અચ્ચાં ઘણું કરીને જે સઘળી વસ્તુ જુએ છે તે વિષે માને સર્વદા પૂછે છે; વાયુ વાય છે, વાદળ ચઢે છે, વરસાદ પડે છે, ચંદ્ર સૂર્ય ઉદય થાય છે, તારા પ્રકાશિત થાય છે, ઈત્યાદિ વિવિધ વિષય જોઇને તેની માને, માનીમા અને પિતાની મા અર્થાત્ દાદી વગેરેને તે સઘળાનું કારણ હમેશાં પૂછે છે. તેઓ આ બધા વિષયમાં ખરાં રૂપ કંઇ જાણતાં નથી પણ તેમની મતિમાં જેવી સમજ હોય તે બાળકોને આપે છે આમ થવાથી નાનપણમાંથી જ બાળકોના મનમાં કેટલાક ખોટા સંસ્કાર પેશી પરિણામે દુઃખ પેદા કરે છે. એટલામાટે ચોતરફ જે સમસ્ત વિશ્વ વ્યાપાર જોવામાં આવે છે અને જે સર્વ સુખદાયક નિયમ પ્રમાણે થાય છે તે સારી પેઠે સ્ત્રીઓએ શીખવા જોઇએ. અને તે શીખવાને માટે તેઓએ પદાર્થ વિદ્યા, રસાયન, પ્રાકૃતિક ઇતિહાસ, નાના જાતીય ઇતિહાસ, અને સ્વદેશની સામાજિક અવસ્થાના વિષયનું અધ્યયન કરવું જોઇએ. પ્રખ્યાત નેપોલિયન કહી ગયો છે કે બાળકોને સારાં નઠારાં કરવાં એ માતાના ઉપર સંપૂર્ણ રીતે આધાર રાખે છે.

ચોથું. જે સમસ્ત શુભકર વિષય સ્ત્રીઓએ શીખવા જોઇએ, તેનું ઉપર વર્ણન આપી ગયા છીએ, તેના સિવાય તેઓએ ગાયન ગાતાં તથા વાદ્યાદિ વગાડતાં શીખવું જોઇએ, તેમજ બીજા મનોરંજક ગુણ હોવાથી સંસારાશ્રમ અનુપમ સુખનું મંદિર થાય છે. તેથી અમે ધારીએ છીએ કે ગૃહસ્થનું ઘર આ સર્વ રમણીય ગુણથી વિભુષિત થાય એટલા માટે પરમેશ્વરે સ્ત્રી જાતિને સુમધુર સ્વર તથા સુકોમળ હાથ આપ્યા છે. એટલા માટે, તેઓને આ સર્વ રમણીય ગુણનો ઉપદેશ લેવો જોઇએ. તેઓને બીજી બારે વિદ્યા અધ્યયન કરવી એ જરૂર સમજીને આ સર્વ શુભકર વિષયનું અનુશી-

લન કરવામાં એકીવારે તેઓએ ઉદાસીનપણું પ્રકટ કરવું નહિ જોઇએ.

જીવનના મહત્વ સાધનના સંબંધમાં પુરુષ તથા નારીમાં કંઇ પ્રભેદ નથી-પુરુષને જે જીવનનો મહત્વ-સાધનનો માર્ગ છે, નારીને પણ તેજ મહત્વ-સાધનનો માર્ગ છે. અર્થાત્ જ્ઞાનને ઉજ્વલ કરીને સત્યને ગ્રહણ કરવું. પ્રેમને ઉજ્વલ કરીને સત્યને ચહાવું અને ઇચ્છા શક્તિને દૃઢ કરીને સત્યનું અનુસરણ કરવું. જે જીવનમાં આ ત્રણ જાતના ઉપકરણ એકઠાં થાયછે, અને જાગ્રત ઈશ્વર પ્રીતિ તેઓનો પરિચાલક થાય છે—તે જીવનમાંજ મહત્વ સાધિત થાય છે.

આ આદર્શ પ્રમાણે વિચાર કર્યાથી આવો વિચાર કરવો પડશે કે શી રીતે કેળવણી આપ્યાથી બાલિકાઓ ( છોકરીઓ ) જાગ્રત ઈશ્વર પ્રીતિથી ઉદ્દીપ્ત થઈ શકે અને તે જાગ્રત પ્રીતિથી પરિચાલિત થઇને, જ્ઞાનની ઉજવળતા, પ્રીતિની પ્રબળતા તથા ઇચ્છા શક્તિની દૃઢતા મેળવી શકે. તેઓને તેવી કેળવણી આપવી જોઇએ, જેના યોગે તેઓના જ્ઞાન સંચારના કરતાં જ્ઞાન સ્પૃહા ઉદ્દીપ્ત કરવાની તરફ, પારકાના વિચાર મનમાં નાખવાના કરતાં વિચારશીલતા ઉત્પાદનની તરફ, સાધુતાની વાર્ત્તા સાંભળવાના કરતાં સાધુતાની આકાંક્ષા જન્માવાની તરફ વધારે નજર રહે.

કેવી શિક્ષણ પદ્ધતિથી ઉપલી મતલબ પૂર્ણ થઈ શકે ? તે પદ્ધતિ ગમે તેવી હોય પણ છોકરીઓના હૃદયમાં ધર્માગ્નિ પ્રજ્વલિત કરવી એ તેનું એક મોટું લક્ષ હોવું જોઈએ. તેની જોડે માનસિક શક્તિ હૃદયના ભાવોને વિકશિત કરવા જોઇએ. હાલના સમયમાં જેને ઉચ્ચ પ્રકારની કેળવણી કહે છે તેના કરતાં ગભીરતર કેળવણી બાલિકાઓને આપવી જોઇએ. જેના યોગે તેઓ યથાર્થ જ્ઞાન ઉપાર્જન કરી શકે, જ્ઞાન સ્પૃહા ઉત્તેજિત થઈ શકે, વિચારશીળતા

જન્મી શકે, હૃદય મનનો વિસ્તાર થઇ શકે.

ધર્મશિક્ષણ આ કેળવણીનું મોટું અંગ થવું જોઇએ.

જ્ઞાનાનુરાગ, સદનુષ્ઠાનમાં રુચિ, પરસેવા વગેરે કાર્યની શૃંખલા તથા ઘરની સુવ્યવસ્થા વગેરે શીખાવવું જોઇએ.

સ્ત્રીઓને આવું સુંદર શિક્ષણ મળવાથી ભૂમંડળમાં તેના સુખ તથા શોભાની હદ રહેતી નથી જનમંડળમાં તેઓનું માન તથા મર્યાદાની વૃદ્ધિ થાય છે. છોકરાં બાલ્યકાળથી સારી પેઠે રક્ષિત તથા વિનીત થઇને ઉત્તર કાળે પુણ્ય પ્રતિષ્ઠા મેળવે છે અને વિશુદ્ધ ચારિત્ર કેળવણી પામેલા પુરૂષો વિદ્યાવતી ગુણવતી અબળાઓની જોડે સહવાસ તથા વાતચીત કરીને મનનો ખેદ નિવારણ કરીને સંસારનો સુનિર્મળ સુખ પ્રવાહ પ્રબલ કરી શકે છે.

---

# શિક્ષણ આપવાની ચોપડીઓ.

લાન્ડન નામનો આધુનિક મહા પ્રસિદ્ધ શિક્ષણશાસ્ત્રી નીચે પ્રમાણે વાંચનમાળાના ચાર ઉદ્દેશ વર્ણવે છે.

૧ વાંચવાનો તથા વાંચીને વિવિધજ્ઞાન મેળવવાનો શોખ બાળકના મનમાં ઉત્પન્ન કરવો

૨ ભાષાજ્ઞાન આપવું. એટલે ભાષાનું બળ તથા સૌન્દર્ય બાળકોના અન્તઃકરણને લાગે, અને તેનો તે ઉપયોગ કરતાં શીખે એમ કરવું.

૩ રસદ્વારે નીતિની એક પરોક્ષ કેળવણી આપવી કે બાળકોની સુવૃત્તિઓ કેળવાઈ મોટી ઉમ્મરે તેઓ ઉમદા કામ કરતા થાય.

૪ વિવિધ શાસ્ત્રોનાં મૂળતત્વોનું એવું સચોટ પ્રત્યક્ષ જ્ઞાન આ-

પવું કે તે બાબત પછી ગમે એટલું જ્ઞાન મેળવવા ચાહે તો તેઓ પોતાની મેળે જ પુસ્તકો વાંચીને મેળવી શકે.

આ ચાર ઉદ્દેશમાં ફલાણો વધારે અને ફલાણો ઓછો અગત્યનો છે એમ કહી શકાય નહિ પણ જો ભેદ પાડવા બેસીએ તો બેશક રસદ્વારે નીતિનો બોધ એ જ ઉત્તમ કામ છે, જે વાચનમાળાથી ઊંચી લાગણીઓ ઉશ્કેરાય, એટલે જે વાંચવાથી બાળકના મનમાં હોંસ, ઉદ્યોગ, શૌર્ય, સાહસ, મમતા, સાર્વજનિક બુદ્ધિ. સુજનતા, પરમાર્થ વગેરેની વૃત્તિઓ પ્રફુલ્લિત થાય, આત્મદમનનો મહિમા સમજાય, અને ટૂંકામાં ઊંચાં યશસ્વી કામો કરવા તરફ તેનો આત્મા આતુર થઇ જાય, તેના જેવું બીજું દેશને કાંઇ પણ શ્રેયકારક નથી. એના મોં આગળ સામાન્ય જ્ઞાન, ઇતિહાસ, ભૂગોળ, પદાર્થ વિજ્ઞાન, કે કળકૌશલ્યની વાતોમાં વધારે કે ઓછી શીખવાઈ તો તેમાં શી વિશાદ છે ? જે ગુણોવડે પોતાનું તથા પારકાનું ભલું કરવાની શક્તિ મળે છે તે ગુણો આ લોક અને પરલોકને અર્થે ખરા કામના છે, અને જો એ ગુણો ન કેળવાયા તો બીજી સઘળી કેળવણી કાંઈ પણ કામની નથી. ત્રિવિધ કેળવણીમાં નીતિની કેલવણી એ જ ઉત્તમ કેળવણી છે, પણ તે આપવી બહુ મુશ્કેલ છે. એ કાંઈ ભણાવવાથી આવતી નથી સુનીતિ આપવાને માટે તો વૃત્તિઓ જ સુમાર્ગે વળવી જોઇએ, અને તે જેવી વાર્તાઓ કે દૃષ્ટાન્તથી વળે છે તેવી વ્યાખ્યાનબોધથી ક્યારે પણ વળતી નથી. તે માટે રસ એ જ નીતિની કેળવણીનું ખરૂં દ્વાર છે.

રસિકતા એ ૧ લો ઉદ્દેશ પાર પાડવાને માટે પણ એટલી જ અવશ્યની છે. વાંચનમાળાની ચોપડીઓ એવી જોઇએ કે બાળકો પોતાની ગમતને માટે નવરાં પડયાં હોય ત્યારે પણ હોંસે હોંસે વાંચે,

ખાનગી વાંચનનો શોખ ઉત્પન્ન કરવાનું પ્રથમ સાધન એ જ છે, અને તેથી વાંચનમાળામાં કદાપિ પણ કઠિણ, કંટાળા ભરેલા, કે ગોખણીયા વિષયો દાખલ કરવા જોઇએ નહિ, અને શૈલી તો સઘળે વિચિત્ર તથાપિ મનોહર જ જોઇએ.

બીજાં બધાં પુસ્તકો કરતાં વાંચનમાળામાં વિશેષતા એ રહેલી છે કે તેનો ઉત્તરોત્તર જેના જ્ઞાનબુદ્ધિ વૃદ્ધિ પામતી જાય છે તેવાને માંટે લખવાની છે, અને તેથી વાંચનમાળામાં ભાષા તથા અર્થ ઉત્તરોત્તર વૃદ્ધિ જ પામતાં જવા જોઇએ. અને વળી તે વૃદ્ધ બાળકના જ્ઞાનબુદ્ધિ જે અનુક્રમમાં વૃદ્ધિ પામે છે. તેની સમાન્તર જ ચાલી જવી જોઇએ. બાળકમાં જે ઉમ્મરે જે શક્તિ વધારે ખીલવાપર આવેલી હોય, તે શક્તિને અનુસરતા જ પાઠ તે ઉમ્મરે ભણવાની વાંચન ચોપડીમાં આવવા જોઇએ. ઉપરના વિચારથી વાંચનમાળાંની ચોપડીઓના ત્રણ પગથીઆં પડે છે, અને તે દરેક પગથીએ ઉપર કહેલા ચાંરે ઉદ્દેશ રહેલા હોય છે, તોપણ તેનું સંમિશ્રણ તથા વ્યવસ્થા જૂદી જૂદી રીતે જ કરવી જોઇએ.

૧ લું પગથીયું. આ પગથીએ બાળકના હાથમાં પહેલ વહેલીજ ચોપડી આવીને પડે છે. એની ઉમ્મર હજી માત્ર પાંચ સાત વર્ષની જ હોય છે. હજી એનોમાં માત્ર ઇન્દ્રિય જ્ઞાનની શક્તિઓ જ ખીલેલી છે, અને તે પણ જોઇએ તેવી નહિ. વસ્તુઓનાં નામ અને તેના થોડા ગુણ એ જ એના જ્ઞાનની પરિસીમા છે શબ્દ જ્ઞાન પણ એ જ પ્રમાણમાં બહુ થોડું નહિ જેવું છે. બાળક પોતાના વ્યવહારના જ શબ્દો જાણે છે. મોટાની બોલી એ હજુ બરાબર સમજી શકતું નથી, અને પુસ્તકી ભાષા તો કેવળ પરભાષા સમાન જ છે, જે એને ધીમે ધીમે પણ પ્રયત્ન બરાબર શીખવવી એ એક વાંચનમાળાનો

મોટો ઉદ્દેશ છે. માટે આ પહેલા પગથીયાની વાંચન ચોપડીનું પહેલું કામ તો એ જ છે કે દરેક પાઠમાં થોડા થોડા નવા શબ્દ શીખવવા અને પાછળ આવી ગયલા શબ્દોને તેમાં પુનરાવર્તન કરી પાકા કરાવવા. આ શબ્દો નવા ખરા પણ એવા જોઇએ કે જેના અર્થનું જ્ઞાન બાળકને પોતાના અનુભવ ઉપરથી થયલું હોય, એટલે, જે વિચાર તો બાળકના મનમાં ઉત્પન્ન થયા છે પણ તેને માટે કયા શબ્દો વાપરવા જોઇએ તેની તેને ખબર નથી. એવા શબ્દો જ ચતુરાઈથી ધીમે ધીમે એ ચોપડીમાં દાખલ કરવા જોઇએ. જેમ શબ્દો, તેમજ પાઠની મતલબ પણ, બાળકો જે ચીજો રોજ જોય છે, સાંભળે છે તે સંબંધી જ જોઇએ, અને તે વાતચિતની ઢબે કે વાર્તા રૂપે જ લખવી જોઇએ. એ વાર્તાના પાત્રો પણ બેશક બાલકો જ જોઇએ. કોઈ વેળા મા બાપ કે મોટા ભાઈની સાથે સંવાદ ચાલતો હોય એમ પણ લખી શકાય, તોપણ ભાષા તો બાળકને અનુસરતી જ રાખવી જોઇએ. અનુસરતી એટલે બાળક ભાગુ તૂટુ બોલતા હોય તેવી જ એમ નહિ પણ તેની રચના કાયમ રાખી આપણે તેને સુધારી આપીએ તેવી બાળકોથી સમજાય એવી અને તે એમ જાણે કે આતો મારી જ બોલી છે એવી ભાષા હોવી જ જોઇએ. મોટાની બોલીમાંના શબ્દો કોઈ કોઈ ચાલે પણ વાક્ય રચના તો બાળા ભાષાને મળતી જ જોઇએ.

મતલબ કે આ પગથીએ નવું જ્ઞાન આપવા કરતાં વાંચવામાં રસ લાગે અને શબ્દોનો ભંડોળ વધે એ ઉપર જ વિશેષ લક્ષ રાખવાનું છે.

૨ જું પગથીયું. આ પગથીએ વંચક સિદ્ધિ થઈ ચુકી છે. એને પોતાના અનુભવની વાતચિત યોગ્ય ભાષામાં કરતાં આવડયું છે. એની ઉમ્મર ઓછામાં ઓછી પૂરાં સાત વર્ષની તો થઈ જ ચુકી

છે. પોતાની ઇંદ્રિયોના ઉપયોગથી જેટલું એનાથી જ્ઞાન મેળવી શકાય તેટલું એ મેળવી ચૂક્યો છે એટલે સામાન્ય જ્ઞાનનો કેટલોક સંગ્રહ એનામાં થયો છે. હવે પોતાના અનુભવમાં ન આવેલી એવી વસ્તુઓનું જ્ઞાન તે સાંભળી કે વાંચીને મેળવી શકે એવો થયો છે. અલબત્ત એ નવી વસ્તુઓની હકીકત એના અનુભવને લગતી અને તે ઉપરથી સમજાય એવી જ જોઇએ. પણ હવે એની નજર આગળની જ વસ્તુઓ વિષે પાઠ લખવાની જરૂર રહી નથી. હવે એનામાં કલ્પનાશક્તિનો ઉદય થયો છે અને તેની મદદવડે એના જ્ઞાનમાં વધારો કરવાનો સમય આવ્યો છે. આ સમય વાતચિતનું રૂપ મૂકી વર્ણન કે કથનરૂપે ઘણા પાઠ લખી શકાશે. પરદેશના વિલક્ષણ પદાર્થો કે રીતભાતનાં વર્ણન, પરાક્રમી તથા સાહસિક સ્ત્રી પુરૂષોનાં ચરિત્ર, હિતોપદેશના જેવી આખ્યાયિકાઓ જ, તથા નીતિબોધ કથાઓ પણ જો અસંભવિત ને ટાહેલા ભરેલી નહિ હોય, તો બાળકો હોંસે હોંસે વાંચશે અને જ્ઞાન નીતિમાં ઘણો વધારો થશે. વિવેચન રૂપનું લખાણ પણ થોડું તે સરળ અને અતિશયોક્તિ રહિત હશે, તો બાળકને સમજશે અને રૂચશે, પણ આ પગથીએ વાંચવામાં રસ લગાડવો એ જ મુખ્ય કામ છે, અને તે કલ્પનાશકિતને લાયકના પાઠ દાખલ કરવાથી મનમાનતી રીતે બની શકે છે. આવા આવા પાઠથી કલ્પનાશકિત તથા રસિકતા ખીલે છે એટલું જ નહિ, પણ મનની ઊંચી વૃત્તિઓ ઉશ્કેરાય છે, અને સુઘડ સુનીતિની કેળવણી મળે છે. હજુ તોલનશકિતનો ઉદય થયો નથી અને તેથી તદ્દ્વારે નીતિબોધ કરવાનો વિશેષ પ્રયત્ન કરવો એ કેવળ નિરર્થક જ નહિ પણ તે ઉપર અભાવ ઉત્પન્ન કરનારાં ઘણી વખત થઈ પડે છે. નાના કે મોટા સર્વમાં નીતિનો આધાર જેટલો લાગ

મોટો ઉદ્દેશ છે. માટે આ પહેલા પગથીયાની વાંચન ચોપડીનું પહેલું કામ તો એ જ છે કે દરેક પાઠમાં થોડા થોડા નવા શબ્દ શીખવવા અને પાછળ આવી ગયલા શબ્દોને તેમાં પુનરાવર્તન કરી પાકા કરાવવા. આ શબ્દો નવા ખરા પણ એવા જોઇએ કે જેના અર્થનું જ્ઞાન બાળકને પોતાના અનુભવ ઉપરથી થયલું હોય, એટલે, જે વિચાર તો બાળકના મનમાં ઉત્પન્ન થયા છે પણ તેને માટે કયા શબ્દો વાપરવા જોઇએ તેની તેને ખબર નથી. એવા શબ્દો જ ચતુરાઈથી ધીમે ધીમે એ ચોપડીમાં દાખલ કરવા જોઇએ. જેમ શબ્દો, તેમજ પાઠની મતલબ પણ, બાળકો જે ચીજો રોજ જોય છે, સાંભળે છે તે સંબંધી જ જોઇએ, અને તે વાતચિતની ઢબે કે વાર્ત્તા રૂપે જ લખવી જોઇએ. એ વાર્ત્તાના પાત્રો પણ બેશક બાલકો જ જોઇએ. કોઈ વેળા મા બાપ કે મોટા ભાંહુની સાથે સંવાદ ચાલતો હોય એમ પણ લખી શકાય, તોપણ ભાષા તો બાળકને અનુસરતી જ રાખવી જોઇએ. અનુસરતી એટલે બાળક ભાગુ તૂટુ બોલતા હોય તેવી જ એમ નહિ પણ તેની રચના કાયમ રાખી આપણે તેને સુધારી આપીએ તેવી બાળકોથી સમજાય એવી અને તે એમ જાણે કે આતો મારી જ બોલી છે એવી ભાષા હોવી જ જોઇએ. મોટાની બોલીમાંના શબ્દો કોઈ કોઈ ચાલે પણ વાક્ય રચના તો બાળા ભાષાને મળતી જ જોઇએ.

મતલબ કે આ પગથીએ નવું જ્ઞાન આપવા કરતાં વાંચવામાં રસ લાગે અને શબ્દોનો ભંડોળ વધે એ ઉપર જ વિશેષ લક્ષ રાખવાનું છે.

૨ જું પગથીયું. આ પગથીએ વંચક સિદ્ધિ થઈ ચુકી છે. એને પોતાના અનુભવની વાતચિત યોગ્ય ભાષામાં કરતાં આવડયું છે. એની ઉમ્મર ઓછામાં ઓછી પૂરાં સાત વર્ષની તો થઈ જ ચુકી

છે. પોતાની ઇંદ્રિયોના ઉપયોગથી જેટલું એનાથી જ્ઞાન મેળવી શકાય તેટલું એ મેળવી ચૂક્યો છે એટલે સામાન્ય જ્ઞાનનો કેટલોક સંગ્રહ એનામાં થયો છે. હવે પોતાના અનુભવમાં ન આવેલી એવી વસ્તુઓનું જ્ઞાન તે સાંભળી કે વાંચીને મેળવી શકે એવો થયો છે. અલબત્ત એ નવી વસ્તુઓની હકીકત એના અનુભવને લગતી અને તે ઉપરથી સમજાય એવી જ જોઇએ. પણ હવે એની નજર આગળની જ વસ્તુઓ વિષે પાઠ લખવાની જરૂર રહી નથી. હવે એનામાં કલ્પનાશક્તિનો ઉદય થયો છે અને તેની મદદવડે એના જ્ઞાનમાં વધારો કરવાનો સમય આવ્યો છે. આ સમય વાતચિતનું રૂપ મૂકી વર્ણન કે કથનરૂપે ઘણા પાઠ લખી શકાશે. પરદેશના વિલક્ષણ પદાર્થો કે રીતભાતનાં વર્ણન, પરાક્રમી તથા સાહસિક સ્ત્રી પુરૂષોનાં ચરિત્ર, હિતોપદેશના જેવી આખ્યાયિકાઓ જ, તથા નીતિબોધક કથાઓ પણ જો અસંભવિત ને ટાઢેલા ભરેલી નહિ હોય, તો બાળકો હોંસે હોંસે વાંચશે અને જ્ઞાન નીતિમાં ઘણો વધારો થશે. વિવેચન રૂપનું લખાણ પણ થોડું તે સરળ અને અતિશય ક્લિષ્ટ નહિ હશે, તો બાળકને સમજશે અને રૂચશે, પણ [illegible] વાંચવામાં રસ લગાડવો એ જ મુખ્ય કામ છે, અને તે કલ્પનાશક્તિને લાયકના પાઠ [illegible] કરવાથી [illegible] થઈ શકે છે. આવા આવા પાઠથી કલ્પનાશક્તિ તથા [illegible] એટલું જ નહિ, પણ મનની બીજી વૃત્તિઓ [illegible] છે, અને [illegible] કેળવણી મળે છે. [illegible] થયો નથી અને તેથી તહ્દારે નીતિબોધ [illegible] કેવળ નિરર્થક જ નહિ પણ તે [illegible] થઈ પડે છે. નાના કે મોટા [illegible] જેવો બાબતો

ઉપર રહેલો છે, તેટલો તોલનશક્તિઓ ઉપર રહેલો નથી, અને તેથી કલ્પિત કે થઈ ગયલા મહાપુરૂષોના રસમય પરાક્રમો સાંભળી વૃત્તિઓ જેટલી મહાન કર્મો તરફ વળે છે. તેટલી કદી પણ સૂકા ધર્મ બોધથી વળતી નથી. આ વાત પણ બાળ કેળવણીના રક્ષકોએ કદી પણ ભૂલવી જોઇએ નહિ, કેમકે સુવૃત્તિઓનું યથાયોગ્ય પરિપોષણ ન કરતાં માત્ર તોલનશકિતને જ કેળવ્યાથી તો માણસો બહુધા સ્વાર્થી, ખંધા, અને પાપિષ્ટ પણ નીવડે છે. પદાર્થ વિજ્ઞાનનો વેત્તા અને તોલનશકિતનો નમુનો જે લાર્ડ બેકન તે કેવો સ્વાર્થી, ખુશામતીઓ, લાંચીઓ અને કૃતઘ્ની નીવડયો હતો તે તો જગત મશહુર છે. મતલબ કે આ પગથીએ કલ્પનાશકિત તથા રસજ્ઞતાને પડતા મુકી સામાન્ય જ્ઞાન કે તોલનશકિત ઉપર વિશેષ લક્ષ આપવું એ બાળકની કેળવણીમાં પરિણામે બહુ જ વિનાશકારક છે, અને ઘણા બાળકમાં તો આ અવસ્થાએ તોલનશકિત કેળવવા જોગ જ થયલી હોતી નથી.

૭ જું પગથીયું. ઘણું કરીને ૧૨ વર્ષની ઉમ્મરે શરૂ થાય છે. હવે વાર્તાઓ થોડી, અને સઘન જ્ઞાન મળે તથા વિચારશકિત કેળવાય એવા પાઠ વધારે આપવા જોઇએ, તેમ જ પાઠ છેક નાના નાના પણ ન જોઇએ. આ પગથીઆના છેલ્લા ભાગમાં તો વિષયને પોતાની મેળે તથા અખંડ લક્ષ આપીને શીખવાની શકિત પણ બાળકમાં કેળવાય એવી રીતે રચના કરવી જોઇએ. એ માટે પ્રત્યેક વિદ્યાના મૂળ તત્વોનું ટૂંકામાં પણ સંબંધિત વ્યાખ્યાન એક સ્થળે આપ્યું હોય, તો વધારે ફાયદો થાય પણ આ પ્રમાણે વાંચનમાળાની છેલ્લી ચોપડીમાં જ થઇ શકે. તે પહેલાંની ચોપડીઓમાં તો એ વિદ્યાઓમાં પ્રવેશ કરાવી શકે એવા સૂચકને સંવાદરૂપ પાઠ જ આપવા જોઇએ.

આ પગથીએ સૃષ્ટિ સૌન્દર્યનાં વર્ણન, ટૂંકાં જીવન ચરિત્રો, ઐતિહાસિક બનાવો, મોટા શોધોની હકીકત, સાધારણ વિષયો ઉપર નાના નિબંધો તથા ભૂતત્વાદિક અનેક પદાર્થ વિજ્ઞાનાની શાખાભૂત વિદ્યાઓનાં મૂળતત્વ શીખવવા જોઇએ. મતલબ કે હવે એ કલ્પના રંગને છોડી સત્યના રંગની ખુબી પિછાનતાં બાળકોને શીખવવું જોઇએ. રસને સારૂંજ નહિ, પણ જ્ઞાન મેળવવાને સારૂ પણ વાંચન છે એ વાતની બાળકને હવે સમજ પડવી જોઇએ. અથવા યથાર્થતાથી બોલીએ તો કાલ્પનિક નહિ, પણ આ વિશ્વના સત્ય સ્વરૂપના દર્શનમાં જ ખરો રસ રહેલો છે એ વાતનો હવે બાળકને કાંઈ અનુભવ કરાવવો જોઇએ. એને અનુભવથી બતાવવું જોઇએ કે વાર્ત્તાની પેઠે જ વિદ્યાના પાઠ પણ સમજીને વાંચી શકીએ તો આનન્દ આપે છે. એને અનુભવ થવો જોઇએ કે કલ્પનાશક્તિને વાપરવાથી જેમ મઝા પડે છે, તેમ જ નવિન જ્ઞાન સંપાદન કરવાથી અથવા તીક્ષ્નશક્તિ વાપરવાથી પણ મનને હર્ષ ઉત્પન્ન થાય છે.

આ પગથીએ જ ભાષાશૈલીનો રસ પણ બાળકો સમજતા થશે એ. એક વાત આમ લખવાથી સારી દેખાય અને આમ લખવાથી બગડી જાય છે એ સમજવાનું આ ટાણું છે. ભાષાનું બળ તથા સૌંદર્ય તે શું હશે તેની હવે આથીએ કાંઈ સમજણ પડી શકે. આ પ્રમાણે બાળભાષા છોડી એને શિષ્ટ ભાષામાં સમાવેશ કરાવાનો છે. વિવિધ શૈલીઓ—વિચાર તથા ભાષા બનેલી જે શૈલીઓ હોય તેથી એને વાકેફગાર હવે કરવો જોઇએ, અને તે અર્થે તેવા ગ્રન્થોમાંના કેટલાક ઉતારા ખસુસ આ પગથીએ આપવા જોઇએ.

સુવૃતિઓને કેળવવાનું ઉત્તમ સાધન જે કવિતા તે ત્રણે પ-

ગથીએ જરૂરની છે, તોપણ બીજે પગથીએ તે છૂટથી વાપરી શકાય છે અને ૩.' પગથીએ તો તર્કશક્તિ તથા રસજ્ઞતાને પરિપૂર્ણ કરવા માટે તેનો જ મુખ્ય આધાર છે. ગદ્યપદ્યના વિષયોમાં તથા શૈલીમાં કેટલો ફેર છે તેનો કાંઈક ભાસ થાય. આ પગથીઆની વાંચન ચોપડીઓ વાંચવા ભણનારને શોખ થવો જોઇએ અને આ પગથિએ જ તે ગદ્ય અને પદ્યના જૂદા જૂદા સ્વાદને ઓળખતો તથા ચાહાતો થવો જોઇએ.

આ રીતે પગથીઆવાર વાંચતાં તેની ચોપડીઓમાં ઘણો ફેર આવવાનો તોપણ તેમાં કેટલાક ગુણ પણ જોઇએ. ભાષા તથા અર્થની ઉત્તરોત્તર વૃદ્ધિ એ તો આપણે પ્રથમ જ ગણાવી ગયા છીએ, અને એ ગુણ વિનાની વાંચનમાળા તો ગમે એવી સારી હોય, તો પણ કાંઇ જ કામની નહિ, પણ એ ઉપરાંત બીજા પણ કેટલાક ગુણ જરૂરના છે. વાંચનમાળા નીચેના ગુણવાળી જોઇએ. ૧ મનની સઘળી શક્તિઓને કેળવાય એવી. ૨ ભણનારની ઉમ્મરે જે શક્તિઓ ખીલવા માંડી હોય તેને વિશેષ કેળવણી આપે એવી. ૩ વિવિધ વિષયોથી ભરપૂર. ૪ વિવિધ શૈલીમાં લખાયલી. ૫ વાંચતાં રસ ઉપજે એવી. ૬ મન ઉપર છાપ પાડી શકે એવાં થોડી જ વિગતવાળાં પણ ચોખાં અને સુન્દર ચિત્રોવાળી વાંચનમાળા જોઇએ.

# નારાયણ હેમચંદ્રનાં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ છપાવેલાં પુસ્તકો.



**પ્રાચીન ભારતનો મહિમા.**—આમાં ભરતખંડનો આગલો મહિમા દર્શાવ્યોછે, પ્રાચીન ભારતે આખી દુનિયાપર શું શું કર્યું હતું તેના યથાર્થ પ્રમાણોની સાથે વર્ણન કરવામાં આવ્યું છે. કિંમત આઠ આના.

**ધાર્મિક પુરૂષો.**—આ પુસ્તકમાં કેટલા ધાર્મિક પુરૂષોનાં જીવન ચરિત્રો છે. તે વાંચવાથી ધાર્મિકનાં લક્ષણો તથા વિપત્તિની વેળાએ ઈશ્વર ઉપર શી રીતની આસ્થા રાખવી તેનું જ્ઞાન થાય છે. કિંમત ચાર આના.

**ઉદ્યોગી પુરૂષો.**—આ પુસ્તકમાં ઉદ્યોગી પુરૂષોના જીવન ચરિત્રો, ઉદ્યોગી પુરૂષોએ જગતમાં કેટલું દુઃખ વેઠીને કેવી ઉન્નતિ કરી છે. એ પુસ્તકમાંથી ઘણું ઘણું શીખવાનું છે. કિંમત ચાર આના.

**પ્રખ્યાત સ્ત્રીઓનાં ગુણ કીર્ત્તન.**—આમાં સ્ત્રીઓનાં નાનાં નાનાં જીવન ચરિત્રો છે. તેમાં સતી, પરોપકારી, ભક્તિમાન સ્ત્રીઓનાં સુંદર જીવન ચરિત્રની કહાણી છે. કિંમત ચાર આના.

**સ્ત્રી જાતિ વિષે ચર્ચા.**—આ પુસ્તકમાં સ્ત્રીઓની પ્રકૃતિ, તેમની રહેણી કરણી, તેમની વિદ્યા તથા બુદ્ધિનું વિવેચન સુંદર રીતે કર્યું છે. તેમાં સ્ત્રીઓના પ્રત્યે જનમંડળની શી ફરજ છે તે જણાવી છે. દરેક દેશ હિતૈષીએ પુસ્તક વાંચવું જોઇએ. કિંમત આઠ આના.

**વિવાહ તત્વ સિંધુ.**—તેમાં લગ્નની ચર્ચા ઉઠાવી છે. લગ્ન કેવા કરવા, બાળલગ્નથી હાનિ, કજોડાથી હાનિ વગેરે બતાવીને ખરા લગ્ન શી રીતે કરવા તેનું વર્ણન વિસ્તારથી કરેલું છે. એ પુસ્તક બધાએ પોતાની પ્રજા સુધરવાને માટે જરૂર જોવું જોઇએ. કિંમત ચાર આના.

**માનું કર્ત્તવ્ય અથવા છોકરાંને શી રીતે ઉછેરવાં?**—આ પુસ્તકમાં શી રીતે છોકરાંનું લાલન પાલન કરવું તથા ધવાડવું વગેરે ડાક્ટરી રીતે સાવચેત